કરનારાઓમાંથી થઈ જાય.

૭૬. આથી જ્યારે રાત તેના ઉપર છવાઈ તો તેણે એક તારો જોયો, કહ્યું આ મારો રબ (પ્રભુ) છે ! પરંતુ જ્યારે તે આથમી ગયો તો બોલ્યો : આથમી જનારાઓનો તો હું મોહિત નથી.

૭૭. પછી જ્યારે ચંદ્ર ચમકતો દેખાયો તો કહ્યું : આ છે મારો રબ ! પરંતુ જ્યારે તે પણ આથમી ગયો તો કહ્યું : જો મારા માલિકે મારૂં માર્ગદર્શન ન કર્યું હોત તો હું પણ પથભ્રષ્ટ થઈ ગયેલા લોકોમાં સામેલ થઈ ગયો હોત.

૭૮. પછી જ્યારે સૂર્યને પ્રકાશિત જોયો તો કહ્યું : આ છે મારો રબ, આ સૌથી મોટો છે ! પરંતુ જ્યારે તે પણ આથમ્યો તો ઇબ્રાહીમ પોકારી ઉઠ્યો, ''હે મારી કોમના લોકો ! મારે તે સૌના સાથે કોઈ નિસ્બત નથી જેમને તમે અલ્લાહના ભાગીદાર ઠેરવો છો.

૭૯. મેં તો એકાગ્ર થઈને મારૂં મુખ તે હસ્તી તરફ કરી લીધું જેણે ધરતી અને આકાશોને પેદા કર્યા છે અને હું કદાપિ શિર્ક કરનારાઓ (અનેકેશ્વરવાદીઓ) પૈકીનો નથી.''

૮૦. તેની કોમ તેના સાથે ઝઘડો કરવા લાગી તો તેણે કોમને કહ્યું, ''શું તમે અલ્લાહની બાબતમાં મારી સાથે ઝઘડો કરો છો ? જો કે તેણે મને સીધો માર્ગ બતાવી દીધો છે અને હું તમારા ઠેરવેલા ભાગીદારોથી નથી ડરતો. હા, જો મારો રબ ચાહે તો તે જરૂર બની શકે, મારા રબનું જ્ઞાન દરેક વસ્તુને આવરી લે છે. પછી શું તમે ભાનમાં નહીં આવો ?

૮૧. અને છેવટે હું તમારા ઠેરવેલા ભાગીદારોથી શા માટે ડરૂં, જ્યારે કે તમે અલ્લાહ સાથે તે વસ્તુઓને ખુદાઈ (ઈશ્વરત્વ)માં ભાગીદાર બનાવતા નથી ડરતા, જેમના માટે તેણે તમારા ઉપર કોઈ સનદ ઉતારી નથી ? આપણા બંને પક્ષોમાંથી કોણ વધુ નિર્ભયતા અને સંતોષનો હક્કદાર છે ? બતાવો, જો તમે કંઈ જાણતા હોવ.

૮૨. હકીકતમાં તો શાંતિ તેમના જ માટે છે અને સીધા માર્ગ ઉપર તેઓ જ છે જેઓ ઈમાન લાવ્યા અને જેમણે પોતાના ઈમાન (આસ્થા)ને જુલ્મ (અન્યાય) વડે દૂષિત કર્યું નથી.'' (રૂકૂઅ-૯)

૮૩. આ હતી અમારી તે દલીલ જે અમે ઇબ્રાહીમને તેની કોમની સામે આપી. અમે જેને ઇચ્છીએ છીએ, ઉચ્ચ દરજ્જા પ્રદાન કરીએ છીએ. સત્ય એ છે કે તમારો માલિક અને પાલનહાર અત્યંત તત્ત્વદર્શી અને જાણકાર છે.

૮૪. પછી અમે ઇબ્રાહીમને ઇસ્હાક અને યાકૂબ જેવી સંતાન આપી અને



દરેકને સીધો માર્ગ દેખાડ્યો, (તે જ સીધો માર્ગ જે) તેના પહેલાં નૂહને દેખાડ્યો હતો અને તેના જ વંશમાંથી અમે દાઊદ, સુલેમાન, ઐયૂબ, યૂસુફ, મૂસા અને હારૂનને (માર્ગદર્શન પ્રદાન કર્યું). આ રીતે અમે સત્કર્મ કરનારાઓને તેમના સત્કર્મોનો બદલો આપીએ છીએ.

૮૫. (તેના જ વંશમાંથી) ઝકરિય્યા, યાહ્યા, ઈસા અને ઇલ્યાસને (માર્ગ દેખાડ્યો). આમાંનો દરેક સદાચારી હતો.

૮૬. (તેના જ વંશમાંથી) ઇસ્માઈલ, અલ-યસઅ્ અને યૂનુસ અને લૂતને (માર્ગ દેખાડ્યો). આમાંથી દરેકને અમે દુનિયાના તમામ લોકો ઉપર શ્રેષ્ઠતા પ્રદાન કરી.

૮૭. ઉપરાંત તેમના બાપ-દાદાઓ અને તેમની સંતાન અને તેમના ભાઈબંધો પૈકી ઘણાંને અમે નવાજ્યા, તેમને અમારી સેવા માટે ચૂંટી લીધા અને સીધા માર્ગ તરફ તેમનું માર્ગદર્શન કર્યું.

૮૮. આ અલ્લાહનું માર્ગદર્શન છે, જેના વડે તે પોતાના બંદાઓ પૈકી જેનું ચાહે છે, માર્ગદર્શન કરે છે. પરંતુ જો ક્યાંક તે લોકોએ શિર્ક કર્યું હોત તો તેમનું સઘળું કર્યું-કરાવ્યું નાશ પામતું.

૮૯. તે લોકો હતા, જેમને અમે ગ્રંથ અને હુકમ અને નબૂવ્વત (ઈશદૂતત્વ) પ્રદાન કર્યા હતા.[૨૧] હવે જો આ લોકો તેને માનવાનો ઇન્કાર કરે છે તો (પરવા નથી), અમે કેટલાક બીજા લોકોને આ નેઅ્મત (કૃપા) સોંપી દીધી છે જેઓ તેનો ઇન્કાર કરનારા નથી.

૯૦. હે નબી ! તે જ લોકો અલ્લાહ તરફથી માર્ગદર્શન પામેલા હતા, તેમના જ માર્ગે તમે ચાલો, અને કહી દો કે હું (આ પ્રચાર અને માર્ગદર્શન કરવાના) કાર્ય માટે તમારા પાસેથી કોઈ બદલો માગતો નથી, આ તો એક જાહેર શિખામણ છે તમામ દુનિયાવાળાઓ માટે. (રૂકૂઅ-૧૦)

૯૧. આ લોકોએ અલ્લાહ વિષે ઘણો ખોટો અંદાજ બાંધ્યો, જ્યારે કહ્યું કે અલ્લાહે કોઈ મનુષ્ય ઉપર કશું અવતરિત કર્યું નથી. તેમને પૂછો, પછી તે ગ્રંથ જે મૂસા લાવ્યો હતો, જે તમામ મનુષ્યો માટે પ્રકાશ અને માર્ગદર્શન હતો, જેને ટુકડે-ટુકડે કરી રાખો છો, કેટલુંક દેખાડો છો અને ઘણું-ખરૂં છૂપાવી દો છો, અને જેના વડે તમને તે જ્ઞાન આપવામાં આવ્યું, જે ન તમને પ્રાપ્ત હતું, ન તમારા બાપ-દાદાઓને, છેવટે તેનો ઉતારનાર કોણ હતો ?—બસ આટલું કહી દો કે અલ્લાહ ! પછી તેમને તેમની દલીલબાજીઓ સાથે રમવા માટે છોડી દો.

૯૨. (તે જ ગ્રંથના જેવો જ) આ એક ગ્રંથ છે જે અમે અવતરિત કર્યો છે, ઘણી ભલાઈ અને બરકતવાળો છે, તે વસ્તુનું સમર્થન કરે છે જે આના પહેલા આવી હતી અને એટલા માટે ઉતારવામાં આવ્યો છે કે તેના

વડે તમે વસ્તીઓના આ કેન્દ્રસ્થાન (એટલે કે મક્કા) અને તેની આસપાસના રહેવાસીઓને ચેતવો. જે લોકો આખિરતમાં માને છે, તેઓ આ ગ્રંથ ઉપર ઈમાન લાવે છે અને તેમની હાલત એ છે કે પોતાની નમાઝોની પાબંદી કરે છે.

૯૩. અને તે વ્યક્તિ કરતાં મોટો અત્યાચારી બીજો કોણ હશે જે અલ્લાહ ઉપર જૂઠી તહોમત મૂકે અથવા કહે કે મારા ઉપર વહી આવી છે, જો કે તેના ઉપર કોઈ વહી ઉતારવામાં ન આવી હોય, અથવા જે અલ્લાહની અવતરિત કરેલી વસ્તુના મુકાબલામાં કહે કે હું પણ આવી વસ્તુ ઉતારીને દેખાડી દઈશ ? કદાચ, તમે તે અત્યાચારીઓને એ હાલતમાં જોઈ શકો જ્યારે કે તેઓ મૃત્યુના કષ્ટમાં ડુબકીઓ ખાઈ રહ્યા હોય છે અને ફરિશ્તાઓ હાથ લંબાવી-લંબાવીને કહી રહ્યા હોય છે કે ''લાવો, કાઢો પોતાના પ્રાણ, આજે તમને તે વાતોના બદલામાં અપમાનજનક યાતના આપવામાં આવશે જે તમે અલ્લાહ ઉપર જૂઠ ઘડીને નાહક બકતા હતા અને તેની આયતો વિરૂદ્ધ વિદ્રોહ કરતા હતા.''

૯૪. (અને અલ્લાહ ફરમાવશે) ''લો, હવે તમે એવા જ એકલા અમારા સમક્ષ હાજર થઈ ગયા જેવા અમે તમને પહેલી વખતે એકલા પેદા કર્યા હતા, જે કંઈ અમે દુનિયામાં તમને આપ્યું હતું તે બધું તમે પાછળ મૂકી આવ્યા છો, અને હવે અમે તમારા સાથે તમારા તે ભલામણકર્તાઓને પણ જોતા નથી જેમના વિષે તમે સમજતા હતા કે તમારા કામ પાર પાડવામાં તેમનો પણ કોઈ હિસ્સો છે, તમારા પરસ્પરના બધા સંપર્કો તૂટી ગયા અને તે સૌ તમને છોડી ગયા જેમનો તમે ભરોસો કરતા હતા.'' (રુકૂઅ-૧૧)

૯૫. દાણા અને ઠળિયાને ફાડનાર અલ્લાહ છે, તે જ સજીવને નિર્જીવમાંથી કાઢે છે અને તે જ નિર્જીવને સજીવમાંથી કાઢનાર છે. આ સર્વ કામો કરનાર તો અલ્લાહ છે, પછી તમે કયાં બહેકતા જઈ રહ્યા છો?

૯૬. રાત્રિના પડદાને ચીરીને તે જ પ્રભાત કાઢે છે, તેણે જ રાત્રિને શાંતિનો સમય બનાવ્યો છે. તેણે જ ચંદ્ર અને સૂર્યના ઉદય અને અસ્તનો હિસાબ નક્કી કર્યો છે. આ બધું તે જ પ્રભુત્વશાળી સામર્થ્ય ધરાવનાર અને જાણનારની ઠરાવેલી યોજના છે.

૯૭. અને તે જ છે જેણે તમારા માટે તારાઓને ભૂમિ અને સમુદ્રના અંધારાઓમાં રસ્તો જાણવાના સાધન બનાવ્યા. જુઓ, અમે નિશાનીઓ ખોલી-ખોલીને વર્ણવી દીધી છે, તે લોકો માટે જેઓ જ્ઞાન ધરાવે છે.

૯૮. અને તે જ છે જેણે એક જીવમાંથી તમને પેદા કર્યા, પછી દરેકને માટે એક રોકાવાનું સ્થળ છે અને એક તેની સોંપણી કરવા માટેની જગ્યા. આ નિશાનીઓ અમે સ્પષ્ટ કરી દીધી છે તે લોકો માટે જેઓ સમજ-બૂઝ ધરાવે છે.

૯૯. અને તે જ છે જેણે આકાશમાંથી પાણી વરસાવ્યું, પછી તેના વડે દરેક



પ્રકારની વનસ્પતિ ઉગાડી, પછી તેનાથી હરિયાળા ખેતરો અને વૃક્ષો પેદા કર્યા, પછી તેમાંથી પડ ઉપર પડ ચઢેલા દાણા કાઢ્યા અને ખજૂરની ડાળીઓમાંથી ફળોના ઝૂમખા-ને-ઝૂમખા પેદા કર્યા જે ભારથી લચી પડે છે, અને દ્રાક્ષ, જૈતૂન અને અનારના બાગ ઉગાડ્યા, જેમના ફળ એક-બીજાને મળતા પણ છે અને પાછાં દરેકના ગુણ જુદા-જુદા પણ છે. આ વૃક્ષો ઉપર જ્યારે ફળ આવે છે તો તેમાં ફળ આવવા અને પછી તેમના પાકવાની સ્થિતિને જરા ધ્યાનપૂર્વક જુઓ, આ વસ્તુઓમાં નિશાનીઓ છે તે લોકો માટે જેઓ ઈમાન લાવે છે.

૧૦૦. તેમ છતાં પણ લોકોએ જિન્નાતોને અલ્લાહના ભાગીદાર ઠેરવી દીધા, જો કે તે એમનો પેદા કરનાર છે, અને કંઈ પણ જાણ્યા-કર્યા વિના તેના માટે પુત્રો અને પુત્રીઓ ઉપજાવી કાઢી, જો કે તે પવિત્ર અને ઉચ્ચતર છે તે વાતોથી જે આ લોકો કહે છે. (રુકૂઅ-૧૨)

૧૦૧. તે તો આકાશો અને ધરતીનો અનોખો નિર્માતા છે. તેનો કોઈ પુત્ર કેવી રીતે હોઈ શકે છે, જ્યારે કે કોઈ તેની જીવન-સંગીની જ નથી ! તેણે દરેક વસ્તુને પેદા કરી છે અને તે દરેક વસ્તુની જાણકારી ધરાવે છે.

૧૦૨. આ છે અલ્લાહ તમારો રબ (માલિક અને પાલનહાર), કોઈ ખુદા તેના સિવાય નથી, દરેક વસ્તુનો પેદા કરનાર, તેથી તમે તેની જ બંદગી કરો અને તે દરેક વસ્તુનો પોષક અને પાલક છે.

૧૦૩. દૃષ્ટિ તેને પામી શકતી નથી અને તે દૃષ્ટિઓને પામી જાય છે, તે અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિવાળો અને સુ-માહિતગાર છે.

૧૦૪. જુઓ, તમારા પાસે તમારા રબ તરફથી બુદ્ધિમત્તાનો પ્રકાશ આવી ગયો છે, હવે જે સમજદારીનો ઉપયોગ કરશે તે પોતાનું જ ભલું કરશે અને જે આંધળો બનશે, પોતે જ નુકસાન ભોગવશે. હું તમારા ઉપર કોઈ નિરીક્ષક નથી.

૧૦૫. આ રીતે અમે અમારી આયતોને વારંવાર જુદી-જુદી રીતે વર્ણવીએ છીએ અને એટલા માટે વર્ણવીએ છીએ કે આ લોકો કહે, ''તમે કોઈના પાસેથી ભણીને આવ્યા છો,'' અને જે લોકો જ્ઞાન ધરાવે છે તેમના ઉપર અમે હકીકતને સ્પષ્ટ કરી દઈએ.

૧૦૬. હે નબી ! તે વહી (દિવ્ય પ્રકાશના)નું અનુસરણ કરતા રહો જે તમારા ઉપર તમારા રબ (માલિક અને પાલનહાર) તરફથી અવતરિત થઈ છે, કારણ કે તે એક રબ (પ્રભુ) સિવાય કોઈ અન્ય ઉપાસ્ય નથી અને આ મુશ્રિકોની પાછળ ન પડો.

૧૦૭. જો અલ્લાહની ઈચ્છા હોત તો (તે પોતે એવી વ્યવસ્થા કરી શકતો હતો કે) આ લોકો શિર્ક ન કરતા. તમને અમે તેમના ઉપર રખેવાળ નીમ્યા નથી અને ન તો તમે તેમના માટે જવાબદાર છો.

૧૦૮. અને (હે મુસલમાનો !) આ લોકો અલ્લાહ સિવાય જેમને પોકારે છે, તેમને અપશબ્દો ન કહો, ક્યાંક એવું ન થાય કે આ લોકો શિર્ક

(અનેકેશ્વરવાદ)થી આગળ વધીને અજ્ઞાનતાના કારણે અલ્લાહને અપશબ્દો કહેવા લાગે. અમે તો આવી જ રીતે દરેક જૂથ માટે તેના કર્મોને મોહક બનાવી દીધા છે, પછી તેમને પોતાના રબના જ તરફ પાછા ફરવાનું છે, તે વખતે તે તેમને બતાવી દેશે કે તેઓ શું કરતા રહ્યા છે.

૧૦૯. આ લોકો મોટી-મોટી સોગંદો ખાઈને કહે છે કે જો કોઈ નિશાની (અર્થાત્ મો'જિઝો-ચમત્કાર) અમારા સામે આવી જાય તો અમે તેના ઉપર ઈમાન લઈ આવીશું. હે નબી ! તેમને કહો, ''નિશાનીઓ તો અલ્લાહના અખત્યારમાં છે'' અને તમને કેવી રીતે સમજાવવામાં આવે કે જો નિશાનીઓ આવી પણ જાય તો આ લોકો ઈમાન લાવવાના નથી.

૧૧૦. અમે તે જ રીતે તેમના હૃદયો અને આંખોને ફરવી રહ્યાં છીએ જેવી રીતે તેઓ પહેલી વખત આ (ગ્રંથ) ઉપર ઈમાન લાવ્યા ન હતા. અમે તેમને તેમના વિદ્રોહમાં જ ભટકવા છોડી દઈએ છીએ. (રુકૂઅ-૧૩)

**૧૧૧. જો અમે ફરિશ્તાઓ પણ તેમના ઉપર ઉતારી દેતા અને મડદાં તેમના** સાથે વાતો કરતા અને દુનિયાભરની વસ્તુઓ અમે તેમની આંખો સમક્ષ એકઠી કરી દેતા તો પણ તેઓ ઈમાન લાવવાના ન હતા, સિવાય કે અલ્લાહની ઈચ્છા એ જ હોય (કે તેઓ ઈમાન લઈ આવે) પરંતુ ઘણાંખરા લોકો નાસમજીની વાતો કરે છે.

૧૧૨. અને અમે તો આવી જ રીતે હંમેશાં શેતાન- મનુષ્યો અને શેતાન-જિન્નાતોને દરેક પયગંબરના દુશ્મન બનાવ્યા છે જેઓ આકર્ષક વાતો ધોખો આપવા અને છેતરવા માટે એક-બીજાના મનમાં નાખતા રહ્યા છે. જો તમારા રબે આ જ ચાહ્યું હોત કે તેઓ આવું ન કરે તો તેઓ કદાપિ આવું ન કરતા. તો તમે તેમને તેમની હાલત ઉપર છોડી દો જેથી તેઓ જૂઠી વાતો ઘડતા રહે.

૧૧૩. (આ બધું અમે તેમને એટલા માટે કરવા દઈએ છીએ કે) જે લોકો આખિરત ઉપર ઈમાન ધરાવતા નથી તેમના હૃદય આ (આકર્ષક ધોખા) તરફ વળે અને તેઓ તેનાથી ખુશ થઈ જાય અને તે બૂરાઈઓની કમાણી કરે જેની કમાણી તેઓ કરવા ચાહે છે—

૧૧૪. હવે જ્યારે આ હાલત છે તો શું હું અલ્લાહ સિવાય કોઈ બીજો નિર્ણય કરનાર શોધું, જો કે તેણે વિસ્તારપૂર્વક તમારા તરફ ગ્રંથ અવતરિત કરી દીધો છે ? અને જે લોકોને અમે (તમારા પહેલાં) ગ્રંથ આપ્યો હતો, તેઓ જાણે છે કે આ ગ્રંથ તમારા રબના જ તરફથી સત્ય સાથે અવતરિત થયો છે, તેથી તમે શંકા કરનારાઓમાં સામેલ ન થાવ.

૧૧૫. તમારા રબની વાત સત્ય અને ન્યાયની દૃષ્ટિએ પૂર્ણ છે, કોઈ તેના ફરમાનોને બદલનાર નથી અને તે બધું જ સાંભળે છે અને જાણે છે.



૧૧૬. અને હે નબી ! જો તમે તે લોકોની બહુમતિના કહેવા ઉપર ચાલો જેઓ ધરતી ઉપર વસે છે, તો તેઓ તમને અલ્લાહના માર્ગથી ભટકાવી દેશે. તેઓ તો માત્ર કલ્પનાઓ ઉપર ચાલે છે અને અટકળો કરે છે.

૧૧૭. હકીકતમાં તમારો રબ વધુ સારી રીતે જાણે છે કે કોણ તેના માર્ગથી હટી ગયેલો છે અને કોણ સીધા માર્ગ ઉપર છે.

૧૧૮. પછી જો તમે લોકો અલ્લાહની આયતો ઉપર ઈમાન ધરાવો છો તો જે પશુ ઉપર અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય તેનું માંસ ખાઓ.

૧૧૯. એવું તો શું કારણ છે કે તમે તે વસ્તુ ન ખાઓ જેના ઉપર અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય ? જો કે જે વસ્તુઓનો ઉપયોગ મજબૂરીની હાલત સિવાય બીજી તમામ પરિસ્થિતિઓમાં અલ્લાહે હરામ (અવૈધ) ઠેરવી દીધો છે, તેમની વિગતો તે તમને બતાવી ચૂક્યો છે. ઘણાંખરા લોકોની હાલત એ છે કે જ્ઞાન વિના માત્ર પોતાની ઈચ્છાઓના કારણે ભટકાવનારી વાતો કરે છે. આ હદથી વધી જનારાઓને તમારો રબ બરાબર જાણે છે.

૧૨૦. તમે ખુલ્લા ગુનાઓથી પણ બચો અને છૂપા ગુનાઓથી પણ, જે લોકો ગુનાઓની કમાણી કરે છે, તેઓ પોતાની આ કમાણીનોં બદલો પામીને રહેશે.

૧૨૧. અને જે પશુ અલ્લાહનું નામ લઈને ઝબેહ કરવામાં આવ્યું ન હોય તેનું માંસ ન ખાઓ, આવું કરવું ફિસ્ક (અવજ્ઞા) છે. શેતાન પોતાના સાથીઓના હૃદયોમાં શંકાઓ અને વાંધાઓ નાખે છે, જેથી તેઓ તમારા સાથે ઝઘડો કરે. પરંતુ જો તમે તેમની વાત માની લીધી તો નિઃશંક તમે મુશ્રિક છો. (રુકૂઅ-૧૪)

૧૨૨. શું તે વ્યક્તિ જે પહેલાં મૃત હતી, પછી અમે તેને જીવન પ્રદાન કર્યું અને તેને આ પ્રકાશ પ્રદાન કર્યો જેના અજવાળામાં તે લોકોના વચ્ચે જીવનનો માર્ગ પસાર કરે છે, તે વ્યકિત જેવી હોઈ શકે છે જે અંધારાઓમાં પડેલી હોય અને કોઈ રીતે એમાંથી નીકળતી ન હોય ? કાફિરો (ઈન્કાર કરનારાઓ) માટે તો આવી જ રીતે તેમના કાર્યો મોહક બનાવી દેવામાં આવ્યા છે,

૧૨૩. અને આવી જ રીતે અમે દરેક વસ્તીમાં તેમના મોટા-મોટા અપરાધીઓને લગાડી દીધા છે કે ત્યાં પોતાના પ્રપંચોની જાળ ફેલાવે. હકીકતમાં તેઓ પોતાના પ્રપંચમાં પોતે જ ફસાય છે, પરંતુ તેમને તેનું ભાન નથી.

૧૨૪. જ્યારે તેમના સામે કોઈ આયત આવે છે તો તેઓ કહે છે, ''અમે માનીશું નહીં જ્યાં સુધી તે વસ્તુ અમને પોતાને આપવામાં ન આવે જે અલ્લાહના પયગંબરોને આપવામાં આવી છે.'' અલ્લાહ વધુ સારી રીતે જાણે છે કે પોતાની પયગંબરીનું કામ કોના પાસેથી લે અને કઈ રીતે લે. નજીક છે તે સમય જ્યારે આ ગુનેગારો પોતાની ચાલબાજીઓના બદલામાં અલ્લાહને ત્યાં અપમાન અને સખત યાતના ભોગવશે.

૧૨૫. તો (આ હકીકત છે કે) જેને અલ્લાહ માર્ગદર્શન આપવાનો ઇરાદો કરે છે, તેની છાતી (હૃદય) ઇસ્લામ માટે ખોલી દે છે અને જેને પથભ્રષ્ટતામાં નાખવાનો ઇરાદો કરે છે તેની છાતીને સંકુચિત કરી દે છે અને એવી ભીંસમાં લે છે કે (ઇસ્લામનો વિચાર કરતાં જ) તેને એવું લાગવા માંડે છે જાણે તેનો જીવ આકાશ તરફ ઊડી જઈ રહ્યો છે. આ રીતે અલ્લાહ (સત્યથી દૂર ભાગવાની અને ધૃણાની) ગંદકી તે લોકો ઉપર થોપી દે છે જેઓ ઈમાન નથી લાવતા,

૧૨૬. જો કે આ રસ્તો તમારા રબનો સીધો રસ્તો છે અને તેની નિશાનીઓ તે લોકો માટે સ્પષ્ટ કરી દેવામાં આવી છે જેઓ શિખામણ સ્વીકારે છે.

૧૨૭. તેમના રબના પાસે તેમના માટે સલામતીનું ઘર છે અને તે તેમનો સંરક્ષક છે, તે સારા વર્તનને કારણે જે તેમણે અપનાવ્યું.

૧૨૮. જે દિવસે અલ્લાહ તે સૌ લોકોને ઘેરીને એકત્ર કરશે, તે દિવસે તે જિન્નાતો (અર્થાત્ શેતાન જિન્નાતો)ને ઉદ્દેશીને ફરમાવશે, ''હે જિન્નાતોના જૂથ ! તમે તો માનવ-જાતનું ખૂબ શોષણ કર્યું.'' મનુષ્યોમાંથી જેઓ તેમના મિત્રો હતા તેઓ કહેશે, ''પાલનહાર ! અમારામાંથી દરેકે એક-બીજાનું ખૂબ જ શોષણ કર્યું છે, અને હવે અમે તે સમય ઉપર પહોંચી ગયા છીએ જે તે અમારા માટે ઠેરવી દીધો હતો.'' અલ્લાહ ફરમાવશે, ''સારૂં, હવે આગ તમારું ઠેકાણું છે, તેમાં તમે હંમેશાં રહેશો.'' તેનાથી બચશે માત્ર તે જ લોકો જેમને અલ્લાહ બચાવવા માગશે, નિઃશંક તમારો રબ તત્ત્વદર્શી અને સર્વજ્ઞ છે.

૧૨૯. જુઓ, આવી રીતે અમે (આખિરતમાં) અત્યાચારીઓને એકબીજાના સાથીદાર બનાવીશું તે કમાણીના કારણે જે તેઓ (દુનિયામાં એકબીજાના સાથે મળીને) કરતા હતા. (રુકૂઅ-૧૫)

૧૩૦. (તે વખતે અલ્લાહ તેમને એ પણ પૂછશે કે), ''હે જિન્નાતો અને મનુષ્યોના જૂથ ! શું તમારાં પાસે તમારા પોતાનામાંથી એવા રસૂલ આવ્યા ન હતા, જે તમને મારી આયતો સંભળાવતા હતા અને આ દિવસના અંજામથી ડરાવતા હતા ?'' તેઓ કહેશે, ''હા, અમે અમારા વિરૂદ્ધ સ્વયં સાક્ષી આપીએ છીએ.'' આજે દુનિયાની



જિંદગીએ આ લોકોને ધોખામાં નાખી દીધા છે, પરંતુ તે વખતે તેઓ સ્વયં પોતાના વિરૂદ્ધ સાક્ષી આપશે કે તેઓ કાફિર (સત્યના ઇન્કાર કરનાર) હતા.

૧૩૧. (આ સાક્ષી તેમના પાસેથી એટલા માટે લેવામાં આવશે કે જેથી તે પુરવાર થઈ જાય કે) તમારો રબ વસ્તીઓને અત્યાચારપૂર્વક નાશ કરી દેનાર ન હતો, જ્યારે કે તેમના રહેવાસીઓ હકીકતથી અજાણ હોય.

૧૩૨. દરેક વ્યક્તિનો દરજ્જો તેના કર્મ મુજબ છે અને તમારો રબ લોકોના કર્મોથી અજાણ નથી.

૧૩૩. તમારો રબ બેનિયાઝ (અપેક્ષારહિત) છે અને દયાવાન છે. જો તે ચાહે તો તમને લોકોને લઈ જાય અને તમારી જગ્યાએ બીજા જે લોકોને ચાહે લઈ આવે, જેવી રીતે તેણે તમને બીજા જ લોકોની સંતતિથી પેદા કર્યા છે.

૧૩૪. તમારા સાથે જે વસ્તુનો વાયદો કરવામાં આવી રહ્યો છે તે નિશ્ચિત રૂપે આવવાની છે. અને તમે અલ્લાહને વિવશ કરી દેવાની તાકાત ધરાવતા નથી.

૧૩૫. હે નબી ! કહી દો કે લોકો ! તમે તમારી જગ્યાએ કર્મ કરતા રહો અને હું પણ મારી જગ્યાએ કામ કરી રહ્યો છું. ખૂબ જ જલ્દી તમને ખબર પડી જશે કે પરિણામ કોના પક્ષે સારૂં આવે છે. જો કે આ હકીકત છે કે અત્યાચારીઓ કદાપિ સફળતા પામી શકતા નથી.

૧૩૬. આ લોકોએ અલ્લાહ માટે ખુદ તેની જ પેદા કરેલ ખેતી અને ઢોરોમાંથી એક હિસ્સો નિશ્ચિત કરી લીધો છે, અને પોતાના ખ્યાલથી કહે છે કે આ અલ્લાહ માટે છે, અને આ અમારા ઠેરવેલા ભાગીદારો માટે, પછી જે હિસ્સો તેમના ઠેરવેલા ભાગીદારો માટે છે તે તો અલ્લાહને નથી પહોંચતો, પરંતુ જે અલ્લાહ માટે છે તે તેમના ભાગીદારોને પહોંચી જાય છે. કેવા ખરાબ નિર્ણયો કરે છે આ લોકો !

૧૩૭. અને આવી જ રીતે ઘણાં મુશરિકો માટે તેમના ઠેરવેલા ભાગીદારોએ પોતાના બાળકોની હત્યા સુંદર બનાવી દીધી છે, જેથી તેમને બરબાદીમાં નાખી દે અને તેમના માટે તેમના દીન (ધર્મ)ને શંકાસ્પદ બનાવી દે. જો અલ્લાહ ચાહતો તો તેઓ આવું ન કરતા, તેથી તેમને છોડી દો કે જેથી જૂઠ ઘડવામાં લાગ્યા રહે.

૧૩૮. કહે છે આ પશુઓ અને આ ખેતરો સુરક્ષિત છે, તેમને માત્ર તે જ લોકો ખાઈ શકે છે જેમને અમે ખવડાવવા માગીએ, જો કે આ પ્રતિબંધ તેમનો પોતાનો ઘડી કાઢેલો છે. પછી કેટલાક પશુઓ છે જેમના ઉપર સવારી અને ભારવહન હરામ કરી દેવામાં આવ્યું છે અને કેટલાક પશુઓ છે જેમના ઉપર તેઓ અલ્લાહનું નામ લેતા નથી અને આ

બધું જ તેમણે અલ્લાહના નામે ઘડી કાઢેલું છે. જલ્દી જ અલ્લાહ તેમને આ મિથ્યારોપણનો બદલો આપશે.

૧૩૯. અને કહે છે, જે કંઈ આ પશુઓના પેટમાં છે, તે અમારા પુરુષો માટે વિશિષ્ટ છે અને અમારી સ્ત્રીઓ માટે હરામ (અવૈધ), પરંતુ જો તે મૃત હોય તો બંને તેને ખાવામાં ભાગીદાર થઈ શકે છે. આ વાતો જે તેમણે ઘડી કાઢી છે, તેમનો બદલો અલ્લાહ તેમને આપીને રહેશે. નિઃશંક તે તત્ત્વદર્શી છે અને બધી જ વાતોની તેને ખબર છે.

૧૪૦. નિશ્ચિતપણે નુકસાનમાં પડ્યા તે લોકો જેમણે પોતાના બાળકોની અજ્ઞાનતા અને મૂર્ખતાના કારણે હત્યા કરી અને અલ્લાહની આપેલી રોજીને અલ્લાહના નામે જૂઠ ઘડીને હરામ (અવૈધ) ઠેરવી દીધી. નિઃશંક તેઓ ભટકી ગયા અને કદાપિ તેઓ સીધો માર્ગ પામનારાઓમાંથી ન હતા. (રુકૂઅ-૧૬)

૧૪૧. તે અલ્લાહ જ છે જેણે જાત-જાતના બાગ અને દ્રાક્ષના બગીચા અને ખજૂરના બગીચા પેદા કર્યા, ખેતરો ઉગાડ્યા જેમાંથી ભાત-ભાતની ખાદ્ય-વસ્તુઓ પ્રાપ્ત થાય છે, જૈતૂન અને અનારના વૃક્ષો પેદા કર્યા જેમના ફળ દેખાવમાં સમાન અને સ્વાદમાં જુદા હોય છે. ખાઓ તેમની પેદાશ, જ્યારે તેમને ફળ લાગે, અને અલ્લાહનો હક્ક અદા કરો જ્યારે તેમની ફસલની લણણી કરો અને હદથી આગળ ન વધો કેમ કે અલ્લાહ હદ વટાવી જનારાઓને પસંદ કરતો નથી.

૧૪૨. પછી તે જ છે જેણે ઢોરોમાંથી તે જાનવરો પણ પેદા કર્યા જેમના પાસેથી સવારી અને ભારવહનનું કામ લેવામાં આવે છે અને તે પણ જેઓ ખાવાના અને પાથરવાના કામમાં આવે છે. ખાઓ તે વસ્તુઓમાંથી, જે અલ્લાહે તમને પ્રદાન કરી છે અને શેતાનનું અનુસરણ ન કરો કારણ કે તે તમારો ખુલ્લો દુશ્મન છે.

૧૪૩. આ આઠ નર-માદા છે, બે ઘેટાંની જાતમાંથી અને બે બકરાની જાતમાંથી. હે નબી ! તેમને પૂછો કે અલ્લાહે તેમના નર હરામ (અવૈધ) ઠેરવ્યા છે કે માદા, અથવા તે બચ્ચાં જે ઘેટીઓ અને બકરીઓના પેટમાં હોય ? ચોક્કસ જ્ઞાનના આધારે મને બતાવો, જો તમે સાચા હોવ.

૧૪૪. અને આવી જ રીતે બે ઊંટની જાતમાંથી છે અને બે ગાયની જાતમાંથી. પૂછો, તેમના નર અલ્લાહે હરામ (અવૈધ) ઠેરવ્યા છે કે માદા, અથવા



તે બચ્ચાં જે ઊંટણી અને ગાયના પેટમાં હોય ? શું તમે તે વખતે હાજર હતા, જ્યારે અલ્લાહે તેના હરામ હોવાનો આદેશ તમને આપ્યો હતો ? પછી તે વ્યક્તિ કરતાં વધુ જાલિમ કોણ હશે જે અલ્લાહ તરફ જૂઠી વાતનું આરોપણ કરે, જેથી જ્ઞાન વિના લોકોને ગેરમાર્ગે દોરે. નિઃશંક અલ્લાહ આવા અત્યાચારીઓને સીધો માર્ગ દેખાડતો નથી. (રુકૂઅ-૧૭)

૧૪૫. હે નબી ! તેમને કહો કે જે વહી મારા પાસે આવી છે તેમાં હું તો કોઈ વસ્તુ એવી જોતો નથી, જે કોઈ ખાનાર માટે હરામ (અવૈધ) હોય, સિવાય એ કે તે મુડદાલ હોય અથવા વહેવડાવેલું લોહી હોય અથવા ડુક્કરનું માંસ હોય, કારણ કે તે નાપાક (અશુદ્ધ) છે, અથવા આજ્ઞાભંગ કરીને કારણ કે અલ્લાહ સિવાય કોઈ બીજાના નામે ઝબેહ કરવામાં આવેલ હોય, પછી જે વ્યક્તિ મજબૂરીની હાલતમાં (કોઈ વસ્તુ આમાંથી ખાઈ લે) સિવાય કે તે અવજ્ઞાનો ઇરાદો ધરાવતી હોય અને સિવાય કે તે જરૂરતની મર્યાદા ઓળંગી જાય, તો ચોક્કસ તમારો રબ માફ કરનાર અને દયાળુ છે.

૧૪૬. અને જે લોકોએ યહૂદી મત અપનાવ્યો હોય, તેમના ઉપર અમે નખવાળા તમામ જાનવર હરામ (અવૈધ) ઠેરવી દીધા હતા, અને ગાય તથા બકરીની ચરબી પણ, સિવાય કે જે તેમની પીઠ અથવા તેમના આંતરડાઓ સાથે ચોંટેલી હોય અથવા હાડકા સાથે ચોંટેલી રહી જાય. આ સજા અમે તેમના વિદ્રોહ બદલ તેમને આપી હતી, અને આ જે કંઈ અમે કહી રહ્યા છીએ તે તદ્દન સાચું કહી રહ્યા છીએ.

૧૪૭. હવે જો તેઓ તમને ખોટા ઠેરવે તો તેમને કહી દો કે તમારા રબની કૃપા વિશાળ છે અને ગુનેગારો ઉપરથી તેની યાતના ટાળી શકાતી નથી.

૧૪૮. આ મુશ્રિક લોકો (તમારી આ વાતોના જવાબમાં) જરૂર કહેશે કે ''અલ્લાહ ઇચ્છતો તો ન અમે શિર્ક કરતા અને ન અમારા બાપ-દાદા, અને ન અમે કોઈ વસ્તુને હરામ (અવૈધ) ઠેરવતા.'' આવી જ વાતો બનાવી-બનાવીને તેમના પહેલાંના લોકોએ પણ સત્યને ખોટું ઠેરવ્યું હતું, ત્યાં સુધી કે છેવટે અમારી યાતનાનો સ્વાદ તેમણે ચાખી લીધો. તેમને કહો, ''શું તમારા પાસે કોઈ જ્ઞાન છે જેને અમારા સમક્ષ રજૂ કરી શકો ? તમે તો માત્ર કલ્પનાઓને અનુસરો છો અને તુક્કા લડાવો છો.''

૧૪૯. પછી કહો, (તમારી આ દલીલના મુકાબલામાં) હકીકત સુધી પહોંચતી દલીલ તો અલ્લાહ પાસે છે, નિઃશંક જો અલ્લાહ ચાહતો તો તમને

સૌને માર્ગદર્શન આપી દેતો.''

૧૫૦. એમને કહો, ''લાવો પોતાના તે સાક્ષીઓ જેઓ આ વાતની સાક્ષી આપે કે અલ્લાહે જ આ વસ્તુઓ હરામ (અવૈધ) કરી છે.'' પછી જો તેઓ સાક્ષી આપી દે તો તમે તેમના સાથે સાક્ષી ન આપજો, અને કદાપિ તે લોકોની ઈચ્છાઓ પાછળ ન ચાલજો જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી છે અને જેઓ આખિરતનો ઈન્કાર કરે છે અને જેઓ બીજાઓને પોતાના રબના સમકક્ષ ઠેરવે છે. (રુકૂઅ-૧૮)

૧૫૧. હે નબી ! એમને કહો કે આવો હું તમને સંભળાવું તમારા રબે તમારા ઉપર કયા પ્રતિબંધો મૂક્યા છે : તેના સાથે કોઈને ભાગીદાર ન બનાવો અને માતા-પિતા સાથે ભલું વર્તન કરો, અને પોતાના બાળકોની ગરીબીના ડરથી હત્યા ન કરો, અમે તમને પણ રોજી આપીએ છીએ અને તેમને પણ આપીશું, અને અશ્લિલ વાતોની નજીક પણ ન ફરકશો, ચાહે તે ખુલ્લી હોય કે છૂપી, અને કોઈ જીવને જેને અલ્લાહે હરામ (અવૈધ) ઠેરવ્યો છે મારો નહીં, પરંતુ હક્ક (સત્ય)ના સાથે. આ વાતો છે જેમની શીખ તેણે તમને આપી છે, કદાચ તમે બુદ્ધિથી કામ લો.

૧૫૨. અને આ પણ કે અનાથના માલના નજીક ન જાઓ, પરંતુ એવી રીતે જે શ્રેષ્ઠ હોય, ત્યાં સુધી કે તે પુખ્ત ઉંમરે (યુવાવસ્થાએ) પહોંચી જાય, અને તોલ-માપમાં પૂરેપૂરો ન્યાય કરો, અમે દરેક વ્યક્તિ ઉપર જવાબદારીનો એટલો જ બોજ નાખીએ છીએ જેટલો તે ઉઠાવી શકે છે અને જ્યારે વાત કહો ત્યારે ન્યાયની કહો, ચાહે મામલો પોતાના સગાનો જ કેમ ન હોય, અને અલ્લાહનો કરાર પૂરો કરો. આ વાતોની શીખ અલ્લાહે તમને આપી છે, કદાચ તમે શિખામણ સ્વીકારો,

૧૫૩. ઉપરાંત, તેની શિખામણ આ પણ છે કે આ જ મારો સીધો માર્ગ છે, તેથી તમે આના જ ઉપર ચાલો અને બીજા માર્ગો ઉપર ન ચાલો, કારણ કે તે તેના માર્ગ ઉપરથી હટાવીને તમને વિખેરી નાખશે. આ છે તે શિખામણ જે તમારા રબે તમને કરી છે કે કદાચ તમે પથભ્રષ્ટતાથી બચો.

૧૫૪. પછી અમે મૂસાને ગ્રંથ પ્રદાન કર્યો હતો જે ભલાઈનું વર્તન અપનાવનાર મનુષ્ય માટે નેઅ્મતો (કૃપાઓ) પૂર્તિ કરનાર અને દરેક જરૂરી વસ્તુની વિગત અને પૂર્ણ માર્ગદર્શન અને કૃપા હતો (અને એટલા માટે ઈસરાઈલ સંતાનને આપવામાં આવ્યો હતો કે) કદાચ



લોકો પોતાના રબની મુલાકાત ઉપર ઈમાન લાવે. (રુકૂઅ-૧૯)

૧૫૫. અને આવી જ રીતે આ ગ્રંથ અમે ઉતાર્યો છે, એક બરકતવાળો ગ્રંથ ! પછી તમે આનું અનુસરણ કરો અને તકવા (ઈશભય અને સંયમ)નો માર્ગ અપનાવો. આશા છે કે તમારા ઉપર દયા કરવામાં આવે.

૧૫૬. હવે તમે એમ કહી શકતા નથી કે ગ્રંથ તો અમારા પહેલાંના બે જૂથોને આપવામાં આવ્યો હતો, અને અમને કંઈ ખબર ન હતી કે તેઓ શું પઢતા-પઢાવતા હતા.

૧૫૭. અને હવે તમે આ બહાનું પણ નથી કરી શકતા કે જો અમારા ઉપર ગ્રંથ અવતરિત કરવામાં આવ્યો હોત તો અમે તેમનાથી વધુ સન્માર્ગી પુરવાર થાત. તમારા પાસે તમારા રબ તરફથી એક સ્પષ્ટ દલીલ અને માર્ગદર્શન અને કૃપા આવી ગયા છે, હવે તેના કરતાં વધુ અત્યાચારી કોણ હશે જે અલ્લાહની આયતોને ખોટી ઠેરવે અને ઈન્કાર કરે અને તેનાથી વિમુખ બને. જે લોકો અમારી આયતોથી મોઢું ફેરવે છે, તેમને આ વિમુખ થવાના બદલામાં અમે સૌથી ખરાબ સજા આપીને રહીશું.

૧૫૮. શું હવે લોકો એની રાહ જોઈ રહ્યા છે કે તેમના સામે ફરિશ્તાઓ આવીને ઊભા થઈ જાય, અથવા તમારો રબ સ્વયં આવી જાય અથવા તમારા રબની કેટલીક સ્પષ્ટ નિશાનીઓ પ્રગટ થઈ જાય ? જે દિવસે તમારા રબની કેટલીક ખાસ નિશાનીઓ પ્રગટ થઈ જશે, પછી કોઈ એવી વ્યક્તિને તેનું ઈમાન કોઈ લાભ નહીં આપે જે પહેલાં ઈમાન ન લાવી હોય અથવા જેણે ઈમાનની હાલતમાં કોઈ ભલાઈ કમાવી ન હોય. હે નબી ! એમને કહી દો કે સારું, તમે રાહ જુઓ, અમે પણ રાહ જોઈએ છીએ.

૧૫૯. જે લોકોએ પોતાના દીન (ધર્મ)ના ટુકડે-ટુકડા કરી નાખ્યા અને જૂથો-જૂથો બની ગયા, નિઃશંક તેમના સાથે તમારો કોઈ સંબંધ નથી, તેમનો મામલો તો અલ્લાહના હવાલે છે, તે જ તેમને બતાવશે કે તેમણે શું કર્યું છે.

૧૬૦. જે અલ્લાહની હજૂરમાં સદ્કાર્યો લઈને આવશે તેના માટે દસ ગણું વળતર છે અને જે બૂરાઈ લઈને આવશે તેને એટલો જ બદલો મળશે જેટલો તેણે ગુનો કર્યો છે અને કોઈના સાથે અન્યાય કરવામાં નહીં આવે.

૧૬૧. હે નબી ! કહો, મારા રબે નિઃસંદેહ મને સીધો રસ્તો દેખાડી દીધો છે, તદ્દન સાચો દીન (સત્ય-ધર્મ) જેમાં કોઈ વિકૃતિ નથી, ઈબ્રાહીમનો

માર્ગ જેને એકાગ્ર થઈને તેણે અપનાવ્યો હતો અને તે મુશ્રિકોમાંથી ન હતો.

૧૬૨. કહો, મારી નમાઝ, મારી બંદગીની તમામ વિધિઓ, મારૂં જીવવું અને મરવું, બધું જ અલ્લાહ રબ્બુલ્ આલમીન (સૃષ્ટિના માલિક અને પાલનહાર) માટે છે

૧૬૩. જેનો કોઈ ભાગીદાર નથી. તેનો જ મને આદેશ આપવામાં આવ્યો છે અને સૌ પ્રથમ આજ્ઞાપાલનમાં માથું ઝુકાવનાર હું છું.

૧૬૪. કહો, શું હું અલ્લાહ સિવાય કોઈ અન્ય રબ (પ્રભુ) શોધું, જ્યારે કે તે જ દરેક વસ્તુનો રબ છે ? દરેક વ્યક્તિ જે કંઈ કમાય છે, તેનો જવાબદાર સ્વયં તે છે, કોઈ બોજ ઉપાડનાર બીજાનો બોજ નથી ઉપાડતો, પછી તમને સૌને પોતાના રબના તરફ પાછા ફરવાનું છે, તે વખતે તે તમારા મતભેદોની વાસ્તવિકતા તમારા ઉપર ખોલી દેશે.

૧૬૫. તે જ છે જેણે તમને ધરતીના 'ખલીફા' (પ્રતિનિધિ, નાયબ) બનાવ્યા અને તમારામાંથી કેટલાકને કેટલાકની સરખામણીમાં વધુ ઉચ્ચ દરજ્જા આપ્યા, જેથી જે કંઈ તમને આપવામાં આવ્યું છે તેમાં તમારી પરીક્ષા કરે. નિઃસંદેહ તમારો રબ સજા આપવામાં પણ ઘણો ઝડપી છે અને ઘણો દરગુજર કરનાર અને દયાળુ પણ છે. (રુકૂઅ-૨૦)



# (૭) અલ-આ'રાફ

## પરિચય

**નામ :**

આ સૂરઃ ની આયતો ૪૬-૪૭માં 'આ'રાફ' અને 'અસ્હાબ' શબ્દો આવે છે, જેના ઉપરથી સૂરઃનું નામ 'આ'રાફ' રાખવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના વિષયો ઉપર વિચાર કરતાં એ સ્પષ્ટપણે લાગે છે કે આનું અને સૂરઃએ અન્આમનું ઉતરાણ નબી (સલ્લ.)ના મક્કી જીવનના એક જ તબક્કામાં થયું હોવું જોઈએ. પરંતુ બંને સૂરઃઓની વર્ણન-શૈલી ઉપરથી સ્પષ્ટપણે જણાય છે કે તેમના ઉતરાણનો તબક્કો એક જ હતો. (આ સૂરઃના ઉતરાણની પશ્ચાદ્ભૂમિને સમજવા માટે સૂરઃ અન્આમના ઉતરાણકાળની પશ્ચાદ્ભૂમિ જોઈ જવી પૂરતી છે.)

**વિષય :**

આ સૂરઃનો મુખ્ય વિષય પયગંબરના અનુસરણ તરફ આમંત્રણ આપવાનો છે. ચર્ચાનો મૂળ મુદ્દો સંબોધિતોને અલ્લાહના પયગંબરનું અનુસરણ કરવા માટે તૈયાર કરવાનો છે. આની શૈલીમાં ડરાવવા અને ચેતવવાનો સૂર વધુ જોવા મળે છે કેમ કે જેમને સંબોધવામાં આવ્યા છે તે મક્કાવાસીઓને સમજાવતાં લાંબો વખત પસાર થઈ ચૂક્યો છે અને તેમનો ન સાંભળવાનો હઠાગ્રહ તેમજ વિરોધનો દૂરાગ્રહ એટલી હદે વધી ગયો છે કે ટૂંકમાં જ પયગંબરને તેમને સંબોધવાનું બંધ કરીને અન્ય લોકોને સંધોધન કરવા માટે આદેશ મળવાનો છે. આથી સમજાવટની શૈલીમાં પયગંબરના અનુસરણના સ્વીકારનું આમંત્રણ આપવા ઉપરાંત, તેમને એ પણ બતાવવામાં આવી રહ્યું છે કે તમે પોતાના પયગંબર વિરૂદ્ધ જે વલણ અપનાવી રાખ્યું છે એ જ વલણ તમારી પુરોગામી કોમો પોતાના પયગંબરો સાથે અપનાવીને ખૂબ જ ખરાબ પરિણામો ભોગવી ચૂકી છે. આ ઉપરાંત તેમના સામે દલીલો કરવાનો તબક્કો પૂરો થવા આવ્યો છે તેથી પ્રવચનના અંતિમ ભાગમાં આમંત્રણનું લક્ષ્ય તેમના ઉપરથી હટાવી 'અહલે કિતાબ' (ગ્રંથવાળાઓ) તરફ ફરી ગયું છે અને એક સ્થળે દુનિયાના તમામ લોકોને જાહેર સંબોધન પણ કરવામાં આવ્યું છે જે એ વાતની નિશાની છે કે હવે હિજરત નજીક છે અને એ જમાનો જેમાં પયગંબરનું સંબોધન પૂરેપૂરી રીતે પોતાના નિકટના લોકોને કરવામાં આવતું હતું, તેનો પણ હવે લગભગ અંત આવી ગયો છે.

પ્રવચન દરમ્યાન સંબોધનની દિશા યહૂદીઓ તરફ ફરી જાય છે.

આથી પયગંબર ઉપર ઈમાન લાવવાના આમંત્રણ ઉપરાંત, તે પાસાની પણ સ્પષ્ટતા કરી દેવામાં આવી છે કે પયગંબર ઉપર ઈમાન લાવ્યા પછી તેના સાથે દંભી વલણ અપનાવવાનો અને તેના અનુસરણની દૃઢ પ્રતિજ્ઞા લઈને તેનો ભંગ કરવાનો તેમજ સત્ય-અસત્ય વચ્ચેનો ભેદ પારખી લીધા પછી અસત્યને વળગી રહેવાનું શું પરિણામ છે ?

સૂરઃના અંતમાં પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.) અને આપ (સલ્લ.)ના સહાબા (રદિ.)ને ઇસ્લામના પ્રચારનું કાર્ય વિવેકપૂર્ણ અને તત્ત્વદર્શતાથી કરવા માટે કેટલાક મહત્ત્વના આદેશો આપવામાં આવ્યા છે અને સવિશેષ એ શીખ આપવામાં આવી છે કે વિરોધીઓની ઉશ્કેરણીજનક પ્રવૃત્તિઓ અને બળજબરી સામે ધૈર્ય અને સંયમ દાખવો અને ઉશ્કેરણીમાં આવીને કોઈ એવું પગલું ન લઈ લો, જેનાથી મુખ્ય ઉદ્દેશ્યને હાનિ પહોંચે.



# (૭) સૂરઃ અલ-આ'રાફ

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૨૪ ● આયતો : ૨૦૬)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે

૧. અલિફ-લામ-મીમ-સાદ.

૨. આ એક ગ્રંથ છે જે તમારા તરફ અવતરિત કરવામાં આવ્યો છે, પછી હે નબી ! તમારા હૃદયમાં આનાથી કોઈ ખચકાટ ન થાય. આને અવતરિત કરવાનો હેતુ એ છે કે તમે આના વડે (ઇન્કાર કરનારાઓને) ડરાવો અને ઈમાન લાવનારા લોકોને શિખામણ પ્રાપ્ત થાય.

૩. લોકો ! જે કંઈ તમારા રબ તરફથી તમારા ઉપર ઉતારવામાં આવ્યું છે તેનું અનુસરણ કરો અને પોતાના રબ (પ્રભુ)ને છોડીને બીજા સંરક્ષકોનું અનુસરણ ન કરો, પરંતુ તમે શિખામણ ઓછી જ માનો છો.

૪. કેટલીય વસ્તીઓ છે જેમને અમે નષ્ટ કરી દીધી. તેમના ઉપર અમારી આપત્તિ ઓચિંતી રાત્રિના સમયે તૂટી પડી અથવા ધોળે દિવસે એવા સમયે આવી જ્યારે કે તેઓ આરામ કરી રહ્યા હતા.

૫. અને જ્યારે અમારી આપત્તિ તેમના ઉપર આવી ગઈ તો તેમની જીભ ઉપર આ સિવાય કોઈ શબ્દો ન હતા કે વાસ્તવમાં અમે અત્યાચારી હતા.

૬. પછી એ ચોક્કસ થઈને રહેવાનું છે કે અમે તે લોકોની પૂછપરછ કરીએ જેમના તરફ અમે પયગંબરો મોકલ્યા છે અને પયગંબરોથી પણ પૂછીએ*.

૭. પછી અમે પોતે સંપૂર્ણ જાણકારી સાથે પૂરેપૂરો અહેવાલ તેમના સામે મૂકી દઈશું, છેવટે અમે કંઈ ગાયબ તો ન હતા.

૮. અને વજન તે દિવસે તદ્દન સત્ય જ હશે. જેમના પલ્લાં ભારે હશે, તેઓ જ સફળતા પામનારા હશે

૯. અને જેમના પલ્લાં હલકાં હશે તેઓ જ પોતાને નુકસાનમાં નાખનારા હશે કેમ કે તેઓ અમારી આયતો સાથે અન્યાયપૂર્ણ વર્તન કરતા હતા.

૧૦. અમે તમને ધરતી ઉપર અધિકારોના સાથે વસાવ્યા અને તમારા માટે અહીં જીવન-નિર્વાહની સામગ્રી ઉપલબ્ધ કરી, પરંતુ તમે લોકો ભાગ્યે જ આભારી થાવ છો. (રુકૂઅ-૧)

૧૧. અમે તમારા સર્જનની શરૂઆત કરી, પછી તમને રૂપ આપ્યું, પછી ફરિશ્તાઓને કહ્યું, ''આદમને સિજદો કરો.'' આ હુકમ મળતાં સૌએ સિજદો કર્યો, પરંતુ ઇબ્લીસ સિજદો કરનારાઓમાં સામેલ ન થયો.

૧૨. પૂછ્યું, ''તને કઈ વસ્તુએ સિજદો કરતા રોક્યો, જ્યારે કે મેં તને હુકમ આપ્યો હતો ?'' બોલ્યો, ''હું તેનાથી બહેતર છું, તેં મને આગથી

* કે તેમણે સંદેશ પહોંચાડવાનું દાયિત્વ ક્યાં સુધી પૂરું કર્યું અને તેમને તેના શું જવાબ મળ્યાં.

પેદા કર્યો છે અને તેને માટીથી.''

૧૩. ફરમાવ્યું, ''સારૂં, તું અહીંથી નીચે ઉતર. તને અધિકાર નથી કે અહીં મોટાઈનો ઘમંડ કરે. નીકળી જા, કેમ કે વાસ્તવમાં તું તે લોકોમાંથી છે જેઓ સ્વયં પોતાની નામોશી ઈચ્છે છે.''

૧૪. બોલ્યો, ''મને તે દિવસ સુધી મહેતલ આપ, જ્યારે કે આ બધાને બીજી વાર ઉઠાવવામાં આવશે.''

૧૫. ફરમાવ્યું, ''તને મહેતલ (આપવામાં આવે) છે.''

૧૬. બોલ્યો, ''સારૂં, તો જેવી રીતે તેં મને પથભ્રષ્ટતામાં નાખ્યો છે હું પણ હવે તારા સીધા માર્ગ ઉપર આ મનુષ્યોના લાગમાં રહીશ

૧૭. આગળ અને પાછળ, જમણે અને ડાબે, દરેક બાજુએથી તેમને ઘેરીશ અને તું તેમનામાંથી ઘણાંખરાને કૃતજ્ઞ નહીં જુએ.''

૧૮. ફરમાવ્યું, ''નીકળ અહીંથી અપમાનિત અને હાંકી કઢાયેલ ! વિશ્વાસ રાખ કે આમાંથી જે તારૂં અનુસરણ કરશે, તારા સહિત તે બધાથી જહન્નમ (નર્ક)ને ભરી દઈશ.

૧૯. અને હે આદમ ! તું અને તારી પત્ની, બંને આ જન્નત (સ્વર્ગ)માં રહો, જ્યાં જે વસ્તુની તમને ઈચ્છા થાય તે ખાઓ, પરંતુ આ વૃક્ષના નજીક ન ફરકશો, નહીં તો અત્યાચારીઓ પૈકીના થઈ જશો.''

૨૦. પછી શેતાને તેમને બહેકાવ્યા જેથી તેમની ગુહ્યેન્દ્રિયો જે એક-બીજાથી છૂપાવવામાં આવી હતી, તેમના સામે ખોલી દે. તેણે તેમને કહ્યું, ''તમારા રબે તમને જે આ વૃક્ષથી રોક્યા છે, તેનું કારણ એ સિવાય કંઈ નથી કે ક્યાંક તમે ફરિશ્તા ન બની જાઓ, અથવા તમને શાશ્વત જીવન પ્રાપ્ત ન થઈ જાય.''

૨૧. અને તેણે સોગંદ ખાઈને તેમને કહ્યું કે હું તમારો સાચો શુભેચ્છક છું.

૨૨. આવી રીતે ધોખો આપીને તે આ બંનેને ધીમે-ધીમે પોતાની વાતોમાં લઈ આવ્યો. છેવટે જ્યારે તેમણે તે વૃક્ષનો સ્વાદ ચાખ્યો તો તેમની ગુહ્યેન્દ્રિયો એક-બીજા સામે ખુલી ગઈ અને તેઓ પોતાના શરીરને જન્નતના પાંદડાઓ વડે ઢાંકવા લાગ્યા. ત્યારે તેમના રબે તેમને પોકાર્યા, ''શું મેં તમને આ વૃક્ષથી રોક્યા ન હતા અને કહ્યું ન હતું કે શેતાન તમારો ખુલ્લો દુશ્મન છે ?''



૨૩. બંને બોલી ઊઠ્યા, ''હે રબ ! અમે અમારા ઉપર અત્યાચાર કર્યો, હવે જો તેં ક્ષમા ન કરી અને દયા ન કરી તો નિઃશંક અમે બરબાદ થઈ જઈશું.''

૨૪. ફરમાવ્યું, ''ઉતરી જાઓ, તમે એક-બીજાના શત્રુ છો અને તમારા માટે એક ખાસ મુદ્દત સુધી ધરતી ઉપર જ રોકાવાનું ઠેકાણું અને જીવન સામગ્રી છે.''

૨૫. અને ફરમાવ્યું, ''ત્યાં જ તમારે જીવવાનું અને મરવાનું છે અને તેમાંથી જ તમને છેવટે કાઢવામાં આવશે.'' (રુકૂઅ-૨)

૨૬. હે આદમની સંતાન ! અમે તમારા ઉપર પોશાક ઉતાર્યો છે જેથી તમારા શરીરના લજ્જાસ્પદ ભાગોને ઢાંકે અને તમારા માટે શરીરની સુરક્ષા અને શોભાનું સાધન પણ બને, અને સૌથી શ્રેષ્ઠ પોશાક તક્વા (ઈશભય અને સંયમ)નો પોશાક છે. આ અલ્લાહની નિશાનીઓમાંથી એક નિશાની છે, કદાચ લોકો આમાંથી બોધપાઠ લે.

૨૭. હે આદમની સંતાન ! એવું ન બને કે શેતાન તમને ફરીથી એવી જ રીતે ફિત્ના (પ્રલોભન-પરીક્ષા)માં નાખે જેવી રીતે તેણે તમારા માતા-પિતાને જન્નત (સ્વર્ગ)માંથી કઢાવ્યા હતા અને તેમના પોશાક તેમના ઉપરથી ઉતરાવી દીધા હતા, જેથી તેમની ગુહ્યેન્દ્રિયો એક-બીજા સામે ખોલી દે. તે અને તેના સાથીદારો તમને એવી જગ્યાએથી જુએ છે જ્યાંથી તમે તેમને નથી જોઈ શકતા. આ શેતાનોને અમે તે લોકોના સંરક્ષક બનાવી દીધા છે જેઓ ઈમાન લાવતા નથી.

૨૮. આ લોકો જ્યારે કોઈ અશ્લિલ કૃત્ય કરે છે તો કહે છે : અમે અમારા બાપ-દાદાને આવું જ કરતાં જોયા છે અને અલ્લાહે જ અમને આવું કરવાનો આદેશ આપ્યો છે. આમને કહો, અલ્લાહ અશ્લિલતાનો આદેશ કદાપિ આપતો નથી. શું તમે અલ્લાહના નામે તે વાતો કહો છો જેના વિષે તમને ખબર નથી કે તે અલ્લાહ તરફથી છે ?

૨૯. હે નબી ! આમને કહો કે મારા રબે (પ્રભુએ) તો સચ્ચાઈ અને ઈન્સાફનો આદેશ આપ્યો છે અને તેનો આદેશ તો એ છે કે દરેક બંદગીમાં પોતાની દિશા સીધી રાખો અને તેને જ પોકારો, પોતાના દીન (ધર્મ)ને તેના માટે વિશિષ્ટ કરીને. જેવી રીતે તેણે તમને અત્યારે પેદા કર્યા છે તેવી જ રીતે તમે ફરી પેદા કરવામાં આવશો.

૩૦. એક જૂથને તો તેણે સીધો માર્ગ દેખાડી દીધો છે, પરંતુ બીજા જૂથ ઉપર પથભ્રષ્ટતા બરાબર ચોંટીને રહી ગઈ છે, કારણ કે તેણે ખુદાની જગ્યાએ શેતાનને પોતાનો સંરક્ષક બનાવી લીધો છે અને તેઓ સમજી

રહ્યા છે કે અમે સીધા માર્ગ ઉપર છીએ.

૩૧. હે આદમની સંતાન ! દરેક બંદગી (ઉપાસના) વખતે પોતાની સાજ-સજ્જા (સંપૂર્ણ સારા પોશાક)થી આભૂષિત રહો અને ખાઓ-પીઓ અને હદથી આગળ ન વધો. અલ્લાહ હદથી આગળ વધી જનારાઓને પસંદ કરતો નથી.

૩૨. હે પયગંબર ! આમને કહો, કોણે અલ્લાહની તે સાજ-સજ્જાને હરામ (નિષિદ્ધ) ઠેરવી દીધી, જેને અલ્લાહે પોતાના બંદાઓ માટે પેદા કરી હતી અને કોણે અલ્લાહની પ્રદાન કરેલી શુદ્ધ વસ્તુઓ હરામ કરી દીધી ? કહો, આ તમામ વસ્તુઓ દુનિયાના જીવનમાં પણ ઈમાન લાવનારાઓ માટે છે અને કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તો ખાસ તેમના જ માટે હશે. આવી રીતે અમે પોતાની વાતો સ્પષ્ટપણે વર્ણવીએ છીએ તે લોકો માટે જેઓ જ્ઞાન ધરાવે છે.

૩૩. હે નબી ! એમને કહો કે મારા રબે (પ્રભુએ) જે વસ્તુઓ હરામ (નિષિદ્ધ) ઠેરવી છે તે તો આ છે — અશ્લિલતાના કૃત્યો — ચાહે જાહેર હોય કે છૂપા — અને પાપ અને સત્ય વિરૂદ્ધ અતિરેક અને એ કે અલ્લાહ સાથે તમે કોઈ એવાને ભાગીદાર બનાવો, જેના માટે તેણે કોઈ સનદ ઉતારી નથી અને એ કે અલ્લાહના નામે કોઈ એવી વાત કહો જેના વિષે તમને જ્ઞાન ન હોય (કે વાસ્તવમાં તે તેણે જ કહી છે).

૩૪. દરેક કોમ માટે મહેતલની એક મુદ્દત નિશ્ચિત છે, પછી જ્યારે કોઈ કોમની મુદ્દત પૂરી થઈ જાય છે ત્યારે એક ક્ષણ પણ મોડું કે વહેલું થતું નથી.

૩૫. (અને આ વાત અલ્લાહે સર્જનના આરંભમાં જ સ્પષ્ટપણે ફરમાવી દીધી હતી કે) હે આદમની સંતાન ! યાદ રાખો, જો તમારા પાસે સ્વયં તમારામાંથી જ એવા રસૂલો આવે જે તમને મારી આયતો સંભળાવી રહ્યા હોય, તો જે કોઈ અવજ્ઞાથી બચશે અને પોતાનું વર્તન સુધારી લેશે, તેના માટે કોઈ ભય અને દુઃખનું કારણ નથી,

૩૬. અને જે લોકો અમારી આયતોને ખોટી ઠેરવશે અને તેના સામે વિદ્રોહ કરશે, તેઓ જ દોજખી (નર્કવાસી) હશે, જ્યાં તેઓ હંમેશા રહેશે.

૩૭. છેવટે તેના કરતાં મોટો જાલિમ કોણ હશે જે તદ્દન જૂઠી વાતો ઘડી કાઢીને અલ્લાહના નામે ચઢાવે અથવા અલ્લાહની સાચી આયતોને ખોટી કહે ? આવા લોકો પોતાના ભાગ્ય-લેખ મુજબ પોતાનો હિસ્સો મેળવતા રહેશે, ત્યાં સુધી કે તે ઘડી આવી જશે જ્યારે અમારા મોકલેલા ફરિશ્તાઓ તેમના પ્રાણ લેવા માટે પહોંચશે. તે વખતે તેઓ તેમને



પૂછશે, ''બતાવો, હવે ક્યાં છે તમારા તે ઉપાસ્યો જેમને તમે અલ્લાહને છોડીને પોકારતા હતા ?'' તેઓ કહેશે, ''બધા અમને છોડીને ગુમ થઈ ગયા.'' અને તેઓ સ્વય પોતાના વિરૂદ્ધ સાક્ષી આપશે કે અમે હકીકતમાં સત્યનો ઈન્કાર કરનારા હતા.

૩૮. અલ્લાહ ફરમાવશે, ''જાઓ, તમે પણ તે જ જહન્નમ (નર્ક)માં ચાલ્યા જાઓ જેમાં તમારા પહેલાં થઈ ગયેલા જિન્નાતો અને મનુષ્યોના જૂથ જઈ ચૂક્યા છે.'' દરેક જૂથ જ્યારે જહન્નમમાં દાખલ થશે તો પોતાના આગળના જૂથ ઉપર ધિક્કાર કરતું દાખલ થશે, એટલે સુધી કે જ્યારે સૌ ત્યાં એકઠા થઈ જશે તો પ્રત્યેક પાછળવાળું જૂથ પહેલા જૂથ માટે કહેશે કે હે રબ ! આ લોકો હતા, જેમણે અમને ભટકાવ્યા, આથી તેમને આગની બમણી યાતના આપ. જવાબમાં કહેવામાં આવશે : દરેકને માટે બમણી જ યાતના છે, પરંતુ તમે જાણતા નથી.

૩૯. અને પહેલું જૂથ બીજા જૂથને કહેશે કે (જો અમે આરોપને પાત્ર હતા) તો તમને અમારા ઉપર કઈ શ્રેષ્ઠતા પ્રાપ્ત હતી, હવે પોતાની કમાણીના પરિણામરૂપે યાતનાનો સ્વાદ ચાખો. (રુકૂઅ-૪)

૪૦. વિશ્વાસ રાખો, જે લોકોએ અમારી આયતોને ખોટી ઠેરવી છે અને તેમના વિરૂદ્ધ વિદ્રોહ કર્યો છે, તેમના માટે આકાશના દ્વાર કદાપિ ખોલવામાં નહીં આવે. તેમનું જન્નત (સ્વર્ગ)માં જવું એટલું જ અસંભવ છે જેટલું સોયના નાકામાંથી ઊંટનું પસાર થવું. ગુનેગારોને અમારે ત્યાં આવો જ બદલો મળે છે.

૪૧. તેમના માટે તો જહન્નમ (નર્ક)નું બિછાનું અને જહન્નમ (નર્ક)નું જ ઓઢવાનું. આ છે તે બદલો જે અમે અત્યાચારીઓને આપીએ છીએ.

૪૨. તેનાથી વિપરિત, જે લોકોએ અમારી આયતોને માની લીધી છે અને સારા કર્મો કર્યા છે — અને આ અંગે અમે દરેકને તેની શક્તિ જેટલો જ જવાબદાર ઠેરવીએ છીએ — તેઓ જન્નતવાસીઓ છે, જ્યાં તેઓ હંમેશાં રહેશે.

૪૩. તેમના હૃદયોમાં એક-બીજા માટે જે મલિનતા અને અશુભભાવ હશે, તેને અમે કાઢી નાખીશું. તેમના નીચે નહેરો વહેતી હશે અને તેઓ કહેશે, ''પ્રશંસા અલ્લાહ માટે જ છે જેણે અમને આ માર્ગ દેખાડ્યો, જો અલ્લાહ અમારું માર્ગદર્શન ન કરતો તો અમે સ્વયં માર્ગ પામી શકતા ન હતા,

અમારા રબ (માલિક અને પાલનહાર)ના મોકલેલા રસૂલો (ઈશદૂતો) વાસ્તવમાં સત્ય જ લઈને આવ્યા હતા.'' તે વખતે અવાજ આવશે, ''આ જન્નત (સ્વર્ગ), જેના તમે વારસદાર બનાવવામાં આવ્યા છો, તમને તે કર્મોના બદલામાં મળી છે જે તમે કરતા રહ્યા હતા.''

૪૪. પછી આ જન્નત સ્વર્ગ)ના લોકો દોજખ (નર્ક)ના લોકોને સાદ પાડીને કહેશે, ''અમે તે તમામ વાયદાઓને સાચા જોયા જે અમારા રબે અમારા સાથે કર્યા હતા, શું તમે પણ તે વાયદાઓને સાચા જોયા જે તમારા રબે કર્યા હતા ?'' તેઓ જવાબ આપશે, ''હા.'' ત્યારે એક પોકારનાર તેમના વચ્ચે પોકારશે કે ''ખુદાની ફિટકાર તે અત્યાચારીઓ ઉપર !

૪૫. જેઓ અલ્લાહના માર્ગથી લોકોને રોકતા હતા અને તેમાં વિકૃતિ પેદા કરવા માગતા હતા, અને આખિરત (પરલોક)નો ઈન્કાર કરનારા હતા.''

૪૬. આ બંને જૂથો વચ્ચે એક આડ હશે જેની ઊંચાઈઓ (અઅ્રાફ) ઉપર બીજા કેટલાક લોકો હશે. તેઓ દરેકને તેના લક્ષણોથી ઓળખશે અને જન્નતવાસીઓને સાદ પાડીને કહેશે, ''સલામતી થાય તમારા ઉપર !'' આ લોકો જન્નતમાં દાખલ તો નથી થયા, પરંતુ તેના ઉમેદવાર હશે.

૪૭. અને જ્યારે તેમની નજરો દોજખીઓ તરફ ફરશે તો કહેશે, ''હે રબ ! અમને આ અત્યાચારી લોકોમાં સામેલ ન કરજે. (રુકૂઅ-૫)

૪૮. પછી આ અઅ્રાફના લોકો દોજખની કેટલીક મોટી-મોટી વ્યક્તિઓને તેમના લક્ષણો વડે ઓળખીને પોકારશે કે, ''જોઈ લીધું તમે ! આજે ન તમારા અનુયાયીઓ તમારા કોઈ કામ લાગ્યા અને ન તે સાજ-સામાન જેને તમે મોટી વસ્તુ સમજતા હતા.

૪૯. અને શું આ જન્નતવાસીઓ તે જ લોકો નથી જેમના વિષે તમે સોગંદો ખાઈને કહેતા હતા કે એમને તો અલ્લાહ પોતાની કૃપામાંથી કંઈ પણ નહીં આપે ? આજે તેમને જ કહેવામાં આવ્યું કે દાખલ થઈ જાઓ જન્નતમાં, તમારા માટે ન ભય છે, ન દુઃખ.''

૫૦. અને દોજખના લોકો જન્નતવાસીઓને પોકારીને કહેશે કે થોડું ઠંડું પાણી અમારા ઉપર નાંખી દો અથવા અલ્લાહે તમને જે રોજી આપી છે તેમાંથી જ થોડું ફેંકી દો. તેઓ જવાબ આપશે, ''અલ્લાહે આ બંને



વસ્તુઓ તે સત્યના ઈન્કાર કરનારાઓ માટે હરામ (નિષિદ્ધ) કરી દીધી છે

૫૧. જેમણે પોતાના દીન (ધર્મ)ને ખેલ અને તમાશો બનાવી દીધો હતો અને જેમને દુનિયાના જીવને ભ્રમમાં નાખી રાખ્યા હતા. અલ્લાહ ફરમાવે છે કે આજે અમે પણ તેમને એવી જ રીતે ભુલાવી દઈશું જેવી રીતે તેઓ આ દિવસની મુલાકાતને ભૂલી ગયા અને અમારી આયતોનો ઈન્કાર કરતા રહ્યા.''

૫૨. અમે આ લોકોના પાસે એક એવો ગ્રંથ લઈ આવ્યા છીએ જેને અમે જ્ઞાન આધારે વિસ્તૃત અને વિગતવાર બનાવ્યો છે અને જે ઈમાન લાવનારાઓ માટે માર્ગદર્શન અને કૃપા છે.

૫૩. હવે શું આ લોકો તેના સિવાય કોઈ બીજી વાતની રાહ જુએ છે કે તે પરિણામ સામે આવી જાય જેના સમાચાર આ ગ્રંથ આપી રહ્યો છે ? જે દિવસે તે પરિણામ સામે આવી જશે તો તે જ લોકો જેમણે પહેલાં આને અવગણી દીધો હતો કહેશે, ''હકીકતમાં અમારા રબ (પ્રભુ)ના રસૂલો (ઈશદૂતો) સત્ય લઈને આવ્યા હતા, પછી શું હવે અમને થોડા ભલામણ કરનારા મળશે, જેઓ અમારા માટે ભલામણ કરે ? અથવા અમને બીજી વાર પાછા મોકલી આપવામાં આવે, જેથી જે કંઈ અમે પહેલાં કરતા હતા તેની જગ્યાએ હવે બીજી રીતે કામ કરીને દેખાડીએ ?'' — તેમણે સ્વયં પોતાને નુકસાનમાં નાખી દીધા અને તે બધા જૂઠાણાં જે તેમણે ઘડી કાઢ્યા હતા, આજે તેમનાથી ગુમ થઈ ગયા. (રુકૂઅ-૬)

૫૪. હકીકતમાં તમારો રબ અલ્લાહ જ છે જેણે આકાશો અને ધરતીને છ દિવસમાં પેદા કર્યા, પછી પોતાના રાજ-સિંહાસન ઉપર બિરાજમાન થયો, જે રાતને દિવસ ઉપર ઢાંકી દે છે અને પછી દિવસ રાતની પાછળ દોડતો આવે છે, જેણે સૂર્ય અને ચંદ્ર અને તારા પેદા કર્યા. સૌ તેના આદેશને આધીન છે. સાવધાન રહો ! તેની જ સૃષ્ટિ છે અને તેની જ આજ્ઞા છે. અત્યંત બરકતવાળો છે અલ્લાહ ! સમસ્ત સૃષ્ટિનો માલિક અને પાલનહાર !

૫૫. પોતાના રબને પોકારો કરગરીને અને ચુપકે-ચુપકે, નિઃશંક તે સીમા ઉલ્લંઘન કરનારાઓને પસંદ કરતો નથી.

૫૬. ધરતીમાં બગાડ પેદા ન કરો જ્યારે કે તેની સુધારણા થઈ ચૂકી છે અને અલ્લાહને જ પોકારો ડર અને અભિલાષા સાથે, નિઃસંદેહ અલ્લાહની કૃપા સદ્ચરિત્ર લોકોના સમીપ છે.

૫૭. અને તે અલ્લાહ જ છે જે હવાઓને પોતાની કૃપાના આગળ-આગળ શુભ-સૂચના લઈને મોકલે છે, પછી જયારે તેઓ પાણીથી ભરેલા વાદળો ઉઠાવી લે છે તો તેમને કોઈ નિર્જીવ ધરતી તરફ ગતિ આપે છે અને ત્યાં વરસાદ વરસાવીને (તે જ નિર્જીવ ધરતીમાંથી) જાત-જાતના ફળો નિપજાવે છે. જુઓ, આવી રીતે અમે મડદાંને મૃતાવસ્થામાંથી કાઢીએ છીએ, કદાચ તમે આને નિહાળીને બોધ ગ્રહણ કરો.

૫૮. જે જમીન સારી હોય છે તે પોતાના રબના આદેશથી પુષ્કળ ફળ-ફૂલ નિપજાવે છે અને જે જમીનો ખરાબ હોય છે તેમાંથી ખરાબ પેદાશ સિવાય કંઈ ઉપજતું નથી. આવી જ રીતે અમે નિશાનીઓને વારંવાર રજુ કરીએ છીએ તે લોકો માટે જેઓ કૃતજ્ઞતા દર્શાવવાવાળા છે. (રુકૂઅ-૭)

૫૯. અમે નૂહને તેની કોમ તરફ મોકલ્યો. તેણે કહ્યું, ''હે મારી કોમના ભાઈઓ ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી. હું તમારા માટે એક ભયાનક દિવસની યાતનાથી ડરૂં છું.''

૬૦. તેની કોમના આગેવાનોએ જવાબ આપ્યો, ''અમને તો એવું દેખાય છે કે તમે સ્પષ્ટ પથભ્રષ્ટતામાં પડેલા છો.''

૬૧. નૂહે કહ્યું, ''હે મારી કોમના ભાઈઓ ! હું કોઈ પથભ્રષ્ટતામાં પડેલો નથી, પરંતુ હું સૃષ્ટિના માલિક અને પાલનહારનો રસૂલ છું,

૬૨. તમને પોતાના રબના સંદેશાઓ પહોંચાડું છું, તમારૂં ભલું ઇચ્છું છું અને મને અલ્લાહ તરફથી એની ખબર છે જેની તમને ખબર નથી.

૬૩. શું તમને એ વાત ઉપર આશ્ચર્ય થયું કે તમારા પાસે સ્વયં તમારી પોતાની કોમની એક વ્યક્તિ મારફતે તમારા રબ (પ્રભુ)નું અનુસ્મરણ આવ્યું, જેથી તમને સચેત કરે અને તમે ખોટા રસ્તે જતાં બચી જાઓ અને તમારા ઉપર દયા કરવામાં આવે ?''

૬૪. પરંતુ તેમણે તેને ખોટો ઠેરવ્યો. છેવટે અમે તેને અને તેના સાથીઓને એક નૌકામાં બચાવી લીધા અને તે લોકોને ડૂબાડી દીધા જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી હતી, નિઃસંદેહ તેઓ આંધળા હતા. (રુકૂઅ-૮)

૬૫. અને આદ તરફ અમે તેમના ભાઈ હૂદને મોકલ્યો. તેણે કહ્યું, ''હે મારી કોમના ભાઈઓ ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો



કોઈ ઉપાસ્ય નથી. પછી શું તમે ખોટા રસ્તે જવાથી બચશો નહીં ?''

૬૬. તેની કોમના આગેવાનોએ, જેઓ તેની વાત માનવાનો ઇન્કાર કરી રહ્યા હતા, જવાબમાં કહ્યું, ''અમે તો તમને મૂર્ખતામાં ગ્રસ્ત જોઈએ છીએ અને અમે સમજીએ છીએ છે કે તમે જૂઠા છો.''

૬૭. તેણે કહ્યું, ''હે મારી કોમના ભાઈઓ ! હું મૂર્ખતામાં ગ્રસ્ત નથી બલ્કે હું સમસ્ત સૃષ્ટિના માલિક અને પાલનહારનો રસૂલ છું,

૬૮. તમને પોતાના રબના સંદેશા પહોંચાડું છું અને તમારો એવો શુભેચ્છક છું જેના ઉપર ભરોસો કરી શકાય છે.

૬૯. શું તમને એ વાત ઉપર આશ્ચર્ય થયું કે તમારા પાસે સ્વયં તમારી પોતાની કોમની એક વ્યક્તિ મારફતે તમારા રબનું અનુસ્મરણ આવ્યું, જેથી તે તમને ચેતવે ? એ ન ભૂલો કે તમારા રબે નૂહની કોમ પછી તમને તેના ઉત્તરાધિકારી બનાવ્યા અને તમને દરેક રીતે ખૂબ સશક્ત બનાવ્યા, પછી અલ્લાહની કુદરતના ચમત્કારોને યાદ રાખો, આશા છે સફળતા પામશો.''

૭૦. તેમણે જવાબ આપ્યો, ''શું તું અમારા પાસે એટલા માટે આવ્યો છે કે અમે માત્ર અલ્લાહની જ બંદગી કરીએ અને તેમને છોડી દઈએ જેમની બંદગી અમારા બાપ-દાદા કરતા આવ્યા છે ? સારૂં તો લઈ આવ તે યાતના જેની તું અમને ધમકી આપે છે, જો તું સાચો છે.

૭૧. તેણે કહ્યું, ''તમારા રબની ફિટકાર તમારા ઉપર પડી ગઈ અને તેનો પ્રકોપ તૂટી પડ્યો. શું તમે મારા સાથે તે નામો માટે ઝઘડો છો જે તમે અને તમારા બાપ-દાદાઓએ રાખી લીધા છે, જેના માટે અલ્લાહે કોઈ સનંદ ઉતારી નથી ? ભલે તો તમે પણ રાહ જુઓ અને હું પણ તમારા સાથે રાહ જોઉં છું.''

૭૨. છેવટે અમે પોતાની દયાથી હૂદ અને તેના સાથીઓને બચાવી લીધા અને તે લોકોના મૂળ કાપી નાખ્યા જેઓ અમારી આયતોને ખોટી ઠેરવી ચૂક્યા હતા અને ઈમાન લાવવાના ન હતા. (રુકૂઅ-૯)

૭૩. અને સમૂદ તરફ અમે તેમના ભાઈ સાલેહને મોકલ્યો. તેણે કહ્યું, ''હે

મારી કોમના ભાઈઓ ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી. તમારા પાસે તમારા રબની સ્પષ્ટ દલીલ આવી ગઈ છે. આ અલ્લાહની ઊંટણી તમારા માટે એક નિશાનીના રૂપમાં છે, આથી તેને છૂટી મૂકી દો કે અલ્લાહની ધરતી ઉપર ચરતી ફરે. તેને કોઈ બદઈરાદાથી હાથ ન લગાવતા, નહીં તો એક પીડાકારી યાતના તમને ઝડપી લેશે.

૭૪. યાદ કરો તે સમય જ્યારે અલ્લાહે આદની કોમ પછી તમને તેના ઉત્તરાધિકારી બનાવ્યા અને તમને ધરતી ઉપર આ દરજ્જો આપ્યો કે આજે તમે તેના સપાટ મેદાનોમાં ભવ્ય મહેલો બાંધો છો અને તેના પર્વતોને મકાનોના સ્વરૂપમાં કોતરી કાઢો છો. તેથી તેની કુદરતના ચમત્કારોને ભૂલી ન જાઓ અને ધરતી ઉપર બગાડ પેદા ન કરો.''

૭૫. તેની કોમના આગેવાનોએ, જેઓ ઘમંડી થઈ ગયા હતા, નબળા વર્ગના તે લોકોને જેઓ ઈમાન લઈ આવ્યા હતા, કહ્યું, ''શું તમે ખરેખર આ જાણો છો કે સાલેહ પોતાના રબનો પયગંબર છે ?'' તેમણે જવાબ આપ્યો, ''ચોક્કસ, જે સંદેશ સાથે તેને મોકલવામાં આવ્યો છે તેને અમે માનીએ છીએ.''

૭૬. તે ઘમંડી લોકોએ કહ્યું, ''જે વસ્તુને તમે માની છે, અમે તેનો ઈન્કાર કરનારા છીએ.''

૭૭. પછી તેમણે તે ઊંટણીને મારી નાખી અને સંપૂર્ણ ઉદ્ધતાઈપૂર્વક પોતાના રબના આદેશનો ભંગ કરી બેઠા અને સાલેહને કહી દીધું કે, ''લઈ આવ તે અઝાબ (યાતના) જેની તું અમને ધમકી આપે છે જો તું હકીકતમાં પયગંબરોમાંથી છે.''

૭૮. છેવટે એક ધ્રુજાવી મૂકનારી આપત્તિએ તેમને ઝડપી લીધા અને તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડેલા જ રહી ગયા.

૭૯. અને સાલેહ એમ કહેતો તેમની વસ્તીમાંથી નીકળી ગયો કે, ''હે મારી કોમ ! મેં પોતાના રબનો સંદેશો તને પહોંચાડી દીધો અને મેં તારૂં ઘણું ભલું ઈચ્છ્યું, પરંતુ હું શું કરૂં કે તને પોતાના શુભેચ્છકો પસંદ જ નથી.''

૮૦. અને લૂતને અમે પયગંબર બનાવીને મોકલ્યો. પછી યાદ કરો જ્યારે તેણે પોતાની કોમને કહ્યું, ''શું તમે એવા નિર્લજ્જ થઈ ગયા છો કે તે



શરમજનક કૃત્ય કરો છો જે તમારા પહેલાં દુનિયામાં કોઈએ નથી કર્યું ?

૮૧. તમે સ્ત્રીઓને છોડીને પુરુષો વડે પોતાની કામવાસના પૂરી કરો છો. હકીકત તો એ છે કે તમે તદ્દન હદથી વધી જનારા લોકો છો.''

૮૨. પરંતુ તેની કોમનો જવાબ એ સિવાય કંઈ ન હતો કે, ''કાઢી મૂકો આ લોકોને પોતાની વસ્તીઓમાંથી, ઘણા પવિત્રાચારી બને છે આ !''

૮૩. છેવટે અમે લૂત અને તેના ઘરવાળાઓને — તેની પત્નીને છોડીને, જે પાછળ રહી જનારાઓમાંથી હતી — બચાવીને કાઢી લીધા

૮૪. અને તે કોમ ઉપર વરસાવી એક વર્ષા, પછી જુઓ કે તે અપરાધીઓનું શું પરિણામ આવ્યું. (રુકૂઅ-૧૦)

૮૫. અને મદ્યનવાળાઓની* તરફ અમે તેમના ભાઈ શુઐબને મોકલ્યો. તેણે કહ્યું, ''હે મારી કોમના ભાઈઓ ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી, તમારા પાસે તમારા રબનું સ્પષ્ટ માર્ગદર્શન આવી ગયું છે, આથી તોલ અને માપ પૂરેપૂરા ભરો, લોકોને તેમની વસ્તુઓ ઓછી ન આપો, અને ધરતી ઉપર બગાડ પેદા ન કરો જ્યારે કે તેની સુધારણા થઈ ચૂકી છે, આમાં જ તમારી ભલાઈ છે જો તમે હકીકતમાં ઈમાનવાળા છો.

૮૬. અને (જીવનના) દરેક રસ્તા ઉપર મુસાફરોને લૂંટનારા બનીને બેસી ન જાઓ કે લોકોને ભયભીત કરવા લાગો અને ઈમાનવાળાઓને અલ્લાહના માર્ગથી રોકવા લાગો અને સીધા માર્ગને વિકૃત કરવા ઉપર ઊતરી આવો. યાદ કરો તે સમય જ્યારે તમે ઘણાં ઓછા હતા, પછી અલ્લાહે તમને ઘણાં કરી દીધા, અને આંખો ખોલીને જુઓ કે દુનિયામાં બગાડ પેદા કરનારાઓનું શું પરિણામ આવ્યું છે.

૮૭. જો તમારામાંથી એક જૂથ તે શિક્ષણ ઉપર જેના સાથે મને મોકલવામાં આવ્યો છે, ઈમાન લાવે છે અને બીજો ઈમાન નથી લાવતો, તો ધૈર્યથી જોતા રહો, ત્યાં સુધી કે અલ્લાહ આપણી વચ્ચે ફેંસલો કરી નાખે, અને તે જ સૌથી સારો ફેંસલો કરનાર છે.''

* હિજાઝના ઉત્તર-પશ્ચિમ અને પેલેસ્ટાઈનના દક્ષિણમાં રાતા સમુદ્ર અને અકબાની ખાડીના કિનારાનો પ્રદેશ, જે સીના દ્વીપકલ્પના પૂર્વના કિનારા સુધી તેનો કેટલોક સિલસિલો ફેલાયેલો હતો, જુના વખતમાં રાતા સમુદ્રના કિનારે-કિનારે યમનથી મક્કા તરફ જતાં વ્યાપારિક રાજમાર્ગ તેમજ યમ્બુઅ થઈને સીરિયા સુધી જતાં વ્યાપારિક રાજમાર્ગ તથા ઈરાકથી ઈજીપ્ત જતાં વ્યાપારિક રાજમાર્ગના બરાબર ચોરાહા ઉપર આ સમુદાયની આબાદીઓ વસેલી હતી

૮૮. **તેની કોમના આગેવાનોએ, જેઓ પોતાની મોટાઈના ઘમંડમાં ગ્રસ્ત** હતા, તેને કહ્યું કે "હે શુઐબ ! અમે તને અને તે લોકોને જેઓ તારા સાથે ઈમાન લાવ્યા છે, પોતાની વસ્તીમાંથી કાઢી મૂકીશું, નહીં તો તમારે અમારા પંથમાં પાછા આવવું પડશે." શુઐબે જવાબ આપ્યો, "શું બળજબરીપૂર્વક અમને ફેરવી નાખવામાં આવશે, ચાહે અમે રાજી ન હોઈએ ?

૮૯. અમે અલ્લાહ ઉપર જૂઠ ઘડનારા હોઈશું જો તમારા પંથમાં પાછા આવીએ તો, જ્યારે કે અલ્લાહ અમને તેનાથી મુક્તિ આપી ચૂકયો છે. અમારા માટે તો તેના તરફ પાછા ફરવાનું હવે કોઈ રીતે શક્ય નથી, સિવાય કે અમારો રબ જ આવું ચાહે. અમારા રબનું જ્ઞાન દરેક વસ્તુ ઉપર છવાયેલું છે, તેના ઉપર જ અમે ભરોસો કરી લીધો. હે માલિક ! અમારા અને અમારી કોમ વચ્ચે સાચો ફેંસલો કરી દે અને તું સૌથી સારો ફેંસલો કરનાર છે."

૯૦. તેની કોમના આગેવાનોએ, જેઓ તેની વાત માનવાનો ઈન્કાર કરી ચૂક્યા હતા, પરસ્પર કહ્યું, "જો તમે શુઐબના અનુસરણનો સ્વીકાર કરી લીધો તો બરબાદ થઈ જશો."

૯૧. પરંતુ બન્યું એવું કે એક ધ્રુજાવી દેનારી આપત્તિએ તેમને ઝડપી લીધાં અને તેઓ પોતાના ઘરોમાં ઊંધા જ પડીને રહી ગયા.

૯૨. જે લોકોએ શુઐબને ખોટો ઠેરવ્યો તેઓ એવા નષ્ટ થઈ ગયા કે જાણે તે મકાનોમાં તેઓ કદી વસ્યા જ ન હતા ! શુઐબને ખોટો ઠેરવનારા છેવટે બરબાદ થઈને રહ્યા.

૯૩. અને શુઐબ એવું કહીને તેમની વસ્તીમાંથી નીકળી ગયો કે "હે મારી કોમના ભાઈઓ ! મેં પોતાના રબ (પ્રભુ)નો સંદેશ તમને પહોંચાડી દીધો અને તમારી ભલાઈનું ઉત્તરદાયિત્વ પૂરી રીતે નિભાવી દીધું. હવે હું તે કોમ માટે કેવી રીતે અફસોસ કરૂં જે સત્યનો સ્વીકાર કરવાનો ઈન્કાર કરે છે." (રુકૂઅ-૧૧)

૯૪. ક્યારેય એવું નથી બન્યું કે અમે કોઈ વસ્તીમાં પયગંબર મોકલ્યો હોય અને તે વસ્તીના લોકોને પહેલાં તંગી અને મુશ્કેલીમાં ન નાખ્યા હોય, એ વિચારથી કે કદાચ તેઓ વિનમ્રતા અપનાવે.

૯૫. પછી અમે તેમની દુર્દશાને સુખમાં બદલી દીધી, ત્યાં સુધી કે તેઓ ખૂબ ફૂલ્યા-ફાલ્યા અને કહેવા લાગ્યા કે, "અમારા પૂર્વજો ઉપર પણ સારાં અને ખરાબ દિવસો આવતા જ રહ્યા છે." છેવટે અમે તેમને ઓચિંતા જ પકડી લીધા અને તેમને ખબર સુદ્ધાં ન પડી.



૯૬. જો વસ્તીઓના લોકો ઈમાન લાવતા અને તકવા (ઈશભય)નું વલણ અપનાવતા તો અમે તેમના ઉપર આકાશ અને ધરતીમાંથી બરકતો (સમૃદ્ધિ)ના દ્વાર ખોલી દેતા, પરંતુ તેમણે તો ખોટું ઠેરવ્યું, તેથી અમે તે ખરાબ કમાણીના હિસાબમાં તેમને પકડી લીધા જે તેઓ એકત્રિત કરી રહ્યા હતા.

૯૭. પછી શું વસ્તીઓના લોકો હવે તેનાથી નિર્ભય થઈ ગયા છે કે અમારી પકડ ક્યારેક ઓચિંતી તેમના ઉપર રાતના સમયે નહીં આવી જાય, જ્યારે તેઓ ઊંઘતા હોય ?

૯૮. અથવા તેઓ નિશ્ચિંત થઈ ગયા છે કે અમારો મજબૂત હાથ ક્યારેય તેમના ઉપર દિવસના સમયે નહીં પડે, જ્યારે તેઓ રમી રહ્યા હોય ?

૯૯. શું આ લોકો અલ્લાહની ચાલથી ડરતા નથી ? જો કે અલ્લાહની ચાલથી તે જ કોમ ડરતી નથી જે નાશ પામવાની હોય. (રુકૂઅ-૧૨)

૧૦૦. અને શું તે લોકોને, જેઓ પહેલાંના ધરતીવાસીઓ પછી ધરતીના વારસ થાય છે, આ સત્યએ કોઈ પાઠ નથી શિખવાડ્યો કે જો અમે ઇચ્છીએ તો તેમના અપરાધો માટે તેમને પકડી શકીએ છીએ ? (પરંતુ તેઓ શિક્ષાપ્રદ હકીકતો તરફ બેદરકારી દાખવે છે) અને અમે તેમના હૃદયો ઉપર મહોર મારી દઈએ છીએ, પછી તેઓ કશું જ સાંભળતા નથી.

૧૦૧. આ કોમો જેમના વૃત્તાંતો અમે તમને સંભળાવી રહ્યા છીએ (તમારા સમક્ષ દૃષ્ટાંતરૂપે મોજૂદ છે) તેમના પયગંબરો તેમના પાસે સ્પષ્ટ પ્રમાણો લઈને આવ્યા, પરંતુ જે વસ્તુને તેઓ એક વખત ખોટી ઠેરવી ચૂક્યા હતા, પછી તેને તેઓ માનવાના ન હતા. જુઓ, આવી રીતે અમે સત્યનો ઈન્કાર કરનારાઓના હૃદયો ઉપર મહોર મારી દઈએ છીએ.

૧૦૨. અમે તેમનામાંથી ઘણાંખરાને વચનનું પાલન કરતા ન જોયા, બલ્કે મોટાભાગનાઓને અવજ્ઞાકારી જ જોયા.

૧૦૩. પછી તે કોમો પશ્ચાત્ (જેમનું વર્ણન ઉપર કરવામાં આવ્યું) અમે મૂસાને પોતાની નિશાનીઓ સાથે ફિરઔન અને તેની કોમના આગેવાનો પાસે મોકલ્યો, પરંતુ તેમણે પણ અમારી નિશાનીઓ સાથે અન્યાય કર્યો, પછી જુઓ તે બગાડ પેદા કરનાઓનું કેવું પરિણામ આવ્યું.

૧૦૪. મૂસાએ કહ્યું, "હે ફિરઔન ! હું સૃષ્ટિના રબ (માલિક) તરફથી મોકલવામાં આવ્યો છું,

૧૦૫. મારો દરજ્જો આ જ છે કે અલ્લાહનું નામ લઈ કોઈ વાત સત્ય સિવાય ન કહું, હું તમારા પાસે તમારા રબ તરફથી નિયુક્તિનું સ્પષ્ટ પ્રમાણ લઈને આવ્યો છું, તેથી તું બની ઈસરાઈલ (ઈસરાઈલની સંતાન)ને મારા સાથે મોકલી દે."

૧૦૬. ફિરઔને કહ્યું, ''જો તું કોઈ પ્રમાણ લાવ્યો છે અને પોતાના દાવામાં સાચો છે તો તેને પ્રસ્તુત કર.''

૧૦૭. મૂસાએ પોતાની લાઠી ફેંકી અને જોત-જોતામાં તે એક જીવતો-જાગતો અજગર હતો.

૧૦૮. તેણે પોતાનો હાથ બહાર કાઢ્યો અને સૌ જોનારાઓની સામે તે ચળકી રહ્યો હતો. (રુકૂઅ-૧૩)

૧૦૯. આ જોઈને ફિરઔનની કોમના આગેવાનોએ એક-બીજાને કહ્યું, ''ચોક્કસ આ માણસ ખૂબ પ્રવીણ જાદુગર છે,

૧૧૦. તમને તમારી ભૂમિથી સત્તાવિહિન કરવા માગે છે, હવે બોલો, શું કહો છો ?''

૧૧૧. પછી તે બધાએ ફિરઔનને સલાહ આપી કે તેને અને તેના ભાઈને પ્રતીક્ષામાં રાખીએ અને તમામ શહેરોમાં દૂતો મોકલી દો

૧૧૨. કે દરેક નિષ્ણાત અને દક્ષ જાદુગરને તમારા પાસે લઈ આવે.

૧૧૩. આમ, જાદુગરો ફિરઔન પાસે આવી ગયા. તેમણે કહ્યું, ''જો અમે જીતી ગયા તો અમને તેનું ઇનામ તો ચોક્કસ મળશે ને ?''

૧૧૪. ફિરઔને ઉત્તર આપ્યો, ''હા, તમે રાજ-દરબારમાં નિકટવર્તી વ્યક્તિઓમાં હશો.''

૧૧૫. પછી તેમણે મૂસાને કહ્યું, ''તમે ફેંકો છો કે અમે ફેંકીએ ?''

૧૧૬. મૂસાએ જવાબ આપ્યો, ''તમે જ ફેંકો.'' તેમણે જેવો પોતાનો જાદુ ફેંક્યો તો આંખોને જાદુવશ અને હૃદયોને ભયભીત કરી દીધા અને ખૂબ જ જબરજસ્ત જાદુ બનાવી લાવ્યા.

૧૧૭. અમે મૂસાને ઇશારો કર્યો કે ફેંક પોતાની લાઠી. તેનું લાઠીનું ફેંકવું હતું કે જોત-જોતમાં તે તેમના એ જૂઠા જાદુને ગળતી ગઈ.

૧૧૮. આ રીતે જે સત્ય હતું, તે સત્ય સિદ્ધ થયું અને જે કંઈ તેમણે બનાવી રાખ્યું હતું તે અસત્ય થઈને રહી ગયું.

૧૧૯. ફિરઔન અને તેના સાથીઓ મુકાબલાના મેદાનમાં પરાજિત થયા અને (વિજયી થવાને બદલે) ઉલ્ટાના અપમાનિત થઈ ગયા.

૧૨૦. અને જાદુગરોની હાલત એવી થઈ કે જાણે કોઈ વસ્તુએ અંદરથી તેમને સિજદામાં ઢાળી દીધા.

૧૨૧. કહેવા લાગ્યા, ''અમે માની લીધો સમગ્ર સૃષ્ટિના માલિક અને પાલનહારને !

૧૨૨. તે રબને જેને મૂસા અને હારૂન માને છે.''

૧૨૩. ફિરઔને કહ્યું, ''તમે તેના ઉપર ઈમાન લઈ આવ્યા, એના પહેલાં કે હું તમને પરવાનગી આપું ? નિશ્ચિતપણે આ કોઈ ગુપ્ત કાવત્રું હતું જે તમે લોકોએ આ પાટનગરમાં કર્યું, જેથી તેના માલિકોને સત્તાથી બેદખલ કરી દો. સારૂં, તો આનું પરિણામ તમને હમણાં જ જણાઈ જાય છે.



૧૨૪. હું તમારા હાથ-પગ વિરૂદ્ધ દિશાઓથી કપાવી નાખીશ અને એ પછી તમને સૌને શૂળીએ ચઢાવીશ.''

૧૨૫. તેમણે જવાબ આપ્યો, ''છેવટે અમારે પાછા ફરવાનું તો પોતાના રબના જ તરફ છે,

૧૨૬. તું જે વાત માટે અમારાથી બદલો લેવા ઇચ્છે છે, તે તેના સિવાય કંઈ નથી કે અમારા રબની નિશાનીઓ જ્યારે અમારા સામે આવી ગઈ તો અમે તેમને માની લીધી. હે રબ ! અમને ધૈર્ય પ્રદાન કર અને અમને દુનિયામાંથી ઉઠાવે તો એ હાલતમાં કે અમે તારા આજ્ઞાંકિત હોઈએ. (રુકૂઅ-૧૪)

૧૨૭. ફિરઔનને તેની કોમના આગેવાનોએ કહ્યું, ''શું તું મૂસા અને તેની કોમને આમ જ છોડી દઈશ કે દેશમાં બગાડ ફેલાવે અને તેઓ તારા અને તારા ઉપાસ્યોની બંદગી છોડી બેસે ?'' ફિરઔને જવાબ આપ્યો, ''હું તેમના પુત્રોની કતલ કરાવીશ અને તેમની સ્ત્રીઓને જીવતી રહેવા દઈશ. અમારી સત્તાની પકડ તેમના ઉપર મજબૂત છે.''

૧૨૮. મૂસાએ પોતાની કોમને કહ્યું, ''અલ્લાહથી મદદ માગો અને ધૈર્યથી કામ લો, ધરતી અલ્લાહની છે, પોતાના બંદાઓમાંથી જેને ચાહે છે તેનો વારસ બનાવી દે છે, અને અંતિમ સફળતા તેમના જ માટે છે જેઓ તેનાથી ડર રાખીને કામ કરે.''

૧૨૯. તેની કોમના લોકોએ કહ્યું, ''તારા આગમન પહેલાં પણ અમને સતાવવામાં આવતા હતા અને હવે તારા આગમન પછી પણ સતાવવામાં આવી રહ્યા છીએ.'' તેણે જવાબ આપ્યો, ''નજીક છે તે સમય કે તમારો રબ તમારા શત્રુને નષ્ટ કરી નાખે અને તમને ધરતીમાં ખલીફા (નાયબ) બનાવે, પછી જુએ કે તમે કેવા કર્મ કરો છો.'' (રુકૂઅ-૧૫)

૧૩૦. અમે ફિરઔનના લોકોને કેટલાય વર્ષો સુધી દુષ્કાળ અને પેદાશની અછતમાં ગ્રસ્ત રાખ્યા કે કદાચ તેમને ભાન થાય.

૧૩૧. પરંતુ તેમની હાલત એ હતી કે જ્યારે સારા દિવસો આવતા તો કહેતા કે અમે આના જ હકદાર છીએ, અને જ્યારે ખરાબ દિવસો આવતા તો મૂસા અને તેના સાથીદારોને પોતાના માટે અપશુકન ઠેરવતા, જો કે હકીકતમાં તેમનું અપશુકન તો અલ્લાહ પાસે જ હતું, પરંતુ તેમના પૈકી મોટાભાગના જાણતા ન હતા.

૧૩૨. તેમણે મૂસાને કહ્યું, ''તું અમને મંત્રમુગ્ધ કરવા માટે ચાહે જે નિશાનીઓ લઈ આવે, અમે તો તારી વાત માનવાના નથી.''

૧૩૩. છેવટે અમે તેમના ઉપર તોફાન મોકલ્યું, તીડના ટોળાં છોડ્યાં, જૂઓ ફેલાવી, દેડકાં કાઢ્યાં અને લોહી વરસાવ્યું. આ બધી નિશાનીઓ જુદી જુદી કરીને દેખાડી, પરંતુ તેઓ વિદ્રોહ કરતા રહ્યા અને તેઓ ખૂબ ગુનેગાર લોકો હતા.

૧૩૪. જ્યારે પણ ક્યારેક તેમના ઉપર આફત ઊતરી આવતી તો કહેતા, ''હે મૂસા ! તને પોતાના રબ તરફથી જે હોદ્દો પ્રાપ્ત છે તેના આધારે અમારા માટે દુઆ કર. જો આ વખતે તું અમારા ઉપરથી આ આફત ટળાવી દે તો અમે તારી વાત માની લઈશું અને બની ઈસરાઈલને તારા સાથે મોકલી દઈશું.

૧૩૫. પરંતુ જ્યારે અમે તેમના ઉપરથી અમારી યાતના, એક નિશ્ચિત સમય માટે, જ્યાં તેઓ છેવટે પહોંચવાના હતા, હટાવી લેતા તો તેઓ એકાએક જ પોતાના વચનથી ફરી જતા.

૧૩૬. ત્યારે અમે તેમનાથી બદલો લીધો અને તેમને સમુદ્રમાં ગરકાવ કરી દીધા, કેમ કે તેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી હતી અને તેનાથી બેપરવા થઈ ગયા હતા.

૧૩૭. અને તેમની જગ્યાએ અમે તે લોકોને જેઓને કમજોર બનાવીને રાખવામાં આવ્યા હતા, તે ધરતીના પૂર્વ અને પશ્ચિમના વારસદાર બનાવી દીધા, જેને અમે બરકતો (સમૃદ્ધિ)થી માલામાલ કરેલ હતી. આ રીતે બની ઈસરાઈલ પ્રતિ તારા રબનો ભલાઈનો વાયદો પરિપૂર્ણ થયો, કેમ કે તેમણે ધૈર્ય દાખવ્યું હતું અને ફિરઔન અને તેની કોમનું તે સઘળું નષ્ટ કરી દીધું જે તેઓ બનાવતા હતા અને ઊંચું ઉઠાવતા હતા.

૧૩૮. બની ઈસરાઈલને અમે સમુદ્રમાંથી પસાર કરી દીધા, પછી તેઓ ચાલ્યા અને રસ્તામાં એક એવી કોમ વચ્ચેથી તેઓ પસાર થયા જે પોતાની કેટલીક મૂર્તિઓની મોહિત હતી. કહેવા લાગ્યા, ''હે મૂસા ! અમારા માટે પણ કોઈ એવો ઉપાસ્ય બનાવી દે જેવા આ લોકોના ઉપાસ્યો છે.'' મૂસાએ કહ્યું, ''તમે લોકો મોટી અજ્ઞાનતાની વાત કરો છો.

૧૩૯. આ લોકો જે પદ્ધતિને અનુસરી રહ્યા છે, તે તો નાશ પામવાની છે અને જે કાર્ય તેઓ કરી રહ્યા છે, તદ્દન મિથ્યા છે.''

૧૪૦. પછી મૂસાએ કહ્યું, ''શું હું અલ્લાહ સિવાય કોઈ બીજો ઉપાસ્ય તમારા માટે શોધું ? જો કે તે અલ્લાહ જ છે જેણે તમને જગતની સર્વ કોમો ઉપર શ્રેષ્ઠતા પ્રદાન કરી છે.

૧૪૧. અને (અલ્લાહ ફરમાવે છે) તે સમય યાદ કરો જ્યારે અમે



ફિરઔનવાળાઓથી તમને મુક્તિ અપાવી, જેમની હાલત એ હતી કે તમને ભારે યાતનાઓમાં નાખી રાખતા હતા, તમારા પુત્રોને કતલ કરતા હતા અને તમારી સ્ત્રીઓને જીવતી રહેવા દેતા હતા અને તેમાં તમારા રબ તરફથી તમારી મોટી પરીક્ષા હતી.'' (રુકૂઅ-૧૬)

૧૪૨. અમે મૂસાને ત્રીસ રાત અને દિવસ માટે (સીના પર્વત ઉપર) બોલાવ્યો અને પાછળથી દસ દિવસનો બીજો વધારો કરી દીધો. આમ, તેના રબની ઠરાવેલી મુદ્દત પૂરા ચાળીસ દિવસ થઈ ગઈ. મૂસાએ જતી વખતે પોતાના ભાઈ હારૂનને કહ્યું, ''મારી ગેરહાજરીમાં તમે મારી કોમમાં મારી જગ્યા સંભાળજો અને સારી રીતે કાર્ય કરતા રહેજો અને બગાડ પેદા કરનારાઓના રસ્તે ન ચાલતા.''

૧૪૩. જ્યારે તે અમારા નિર્ધારિત સમયે પહોંચ્યો અને તેના રબે તેના સાથે વાર્તાલાપ કર્યો તો તેણે અરજ કરી, ''હે રબ ! મને જોવાની શક્તિ આપ કે હું તને જોઉં.'' ફરમાવ્યું, ''તું મને નથી જોઈ શકતો. હા, જરા સામેના પર્વત તરફ જો, જો તે પોતાની જગ્યાએ કાયમ રહે તો અલબત્ત તું મને જોઈ શકીશ.'' આથી જ્યારે પર્વત ઉપર તેના રબે પોતાના નૂરને જાહેર કર્યું તો તેના ચૂરેચૂરા કરી દીધા અને મૂસા બેભાન થઈ પડી ગયો. જ્યારે ભાનમાં આવ્યો ત્યારે બોલ્યો, ''પવિત્ર અને મહાન છે તારી હસ્તી ! હું તારા સમક્ષ તૌબા કરૂં છું અને સૌથી પહેલાં ઈમાન લાવનાર હું છું.''

૧૪૪. ફરમાવ્યું, ''હે મૂસા ! મેં તમામ લોકો ઉપર પસંદગી આપીને તને ચૂંટ્યો છે કે મારી પયગંબરી કરે અને મારા સાથે વાર્તાલાપ કરે, તો જે કંઈ હું તને આપું, તે લેઈ લે અને કૃતજ્ઞ બન.''

૧૪૫. એ પછી અમે મૂસાને જીવનના દરેક ક્ષેત્ર વિષે શિખામણ અને દરેક પાસા અંગે સ્પષ્ટ માર્ગદર્શન પાટીઓ ઉપર લખીને આપી દીધું અને તેને કહ્યું, ''આ માર્ગદર્શન મજબૂત હાથોથી સંભાળ અને પોતાની કોમને આદેશ આપ કે તેના બહેતર અર્થનું અનુસરણ કરે, ખૂબ જલ્દી હું તમને અવજ્ઞાકારીઓના ઠેકાણાં બતાવીશ.

૧૪૬. હું પોતાની નિશાનીઓથી તે લોકોની નજરો ફેરવી દઈશ જેઓ કોઈ અધિકાર વિના ધરતી ઉપર અભિમાન કરે છે, તેઓ ચાહે કોઈ નિશાની જોઈ લે, કદી પણ તેના ઉપર ઈમાન નહીં લાવે. જો સીધો

માર્ગ તેમના સામે આવે, તો તેને નહીં અપનાવે, અને જો વાંકો રસ્તો દેખાય તો તેના ઉપર ચાલી નીકળશે, એટલા માટે કે તેમણે અમારી નિશાનીઓને ખોટી ઠેરવી અને તેના તરફ બેદરકારી દાખવતા રહ્યા.

૧૪૭. અમારી નિશાનીઓને જેણે ખોટી ઠેરવી અને આખિરત (પરલોક)ની મુલાકાતનો ઇન્કાર કર્યો તેના બધા કર્મો વ્યર્થ થઈ ગયા. શું લોકો આના સિવાય બીજો કોઈ બદલો મેળવી શકે છે કે જેવું કરે તેવું પામે ?'' (રુકૂઅ ૧૭)

૧૪૮. મૂસાની ગેરહાજરીમા તેની કોમના લોકોએ પોતાના ઘરેણાંઓમાંથી એક વાછરડાની મૂર્તિ બનાવી જેમાંથી બળદ જેવો અવાજ નીકળતો હતો. શું તેમને દેખાતું ન હતું કે તે ન તેમના સાથે બોલે છે, ન કોઈ બાબતમાં તેમનું માર્ગદર્શન કરે છે ? તેમ છતાં તેમણે તેને ઉપાસ્ય બનાવી લીધો અને તેઓ ભારે અત્યાચારી હતા.

૧૪૯. પછી જ્યારે ધોખામાં સપડાવાનો તેમનો ભ્રમ ભાંગી ગયો અને તેમણે જોઈ લીધું કે હકીકતમાં તેઓ પથભ્રષ્ટ થઈ ગયા છે તો કહેવા લાગ્યા, ''જો અમારા રબે અમારા ઉપર દયા ન કરી અને અમારાથી દરગુજર ન કરી તો અમે બરબાદ થઈ જઈશું.''

૧૫૦. બીજી તરફથી મૂસા ગુસ્સા અને દુઃખથી ભરેલો પોતાની કોમ તરફ પાછો ફર્યો. આવતાં જ તેણે કહ્યું, ''ઘણી ખરાબ નાયબગીરી કરી તમે લોકોએ મારી ગેરહાજરીમા ! શું તમારાથી એટલી ધીરજ ન રખાઈ કે પોતાના રબના આદેશની પ્રતીક્ષા કરતા ?'' અને પાટીઓ ફેંકી દીધી અને પોતાના ભાઈ (હારૂન)ના માથાના વાળ પકડીને તેને ખેંચ્યો. હારૂને કહ્યું, ''હે મારી માતાના પુત્ર ! આ લોકોએ મને દબાવી લીધો અને મને મારી નાખવાની અણી ઉપર હતા, તો તું દુશ્મનોને મારા ઉપર હસવાની તક ન આપ અને આ અત્યાચારી જૂથમાં મને સામેલ ન કર.''

૧૫૧. ત્યારે મૂસાએ કહ્યું, ''હે રબ ! મને અને મારા ભાઈને માફ કર અને અમને પોતાની દયામાં દાખલ કરી લે, તું સૌથી મોટો દયાળુ છે.'' (રુકૂઅ ૧૮)

૧૫૨. (જવાબમાં કહેવામાં આવ્યું કે) ''જે લોકોએ વાછરડાને ઉપાસ્ય બનાવ્યો, તેઓ ચોક્કસ પોતાના રબના પ્રકોપમાંગ્રસ્ત થઈને રહેશે અને દુનિયાના જીવનમાં ફજેત થશે. જૂઠ ઘડનારાઓને અમે આવી જ સજા આપીએ છીએ.



૧૫૩. અને જે લોકો ખરાબ કાર્ય કરે, પછી તૌબા કરી લે અને ઈમાન લઈ આવે તો નિઃશંક આ તૌબા અને ઈમાન પછી તારો રબ માફ કરનાર અને દયા કરનાર છે.''

૧૫૪. પછી જ્યારે મૂસાનો રોષ શમ્યો, તો તેણે તે પાટીઓ ઉપાડી લીધી જેના લખાણોમાં માર્ગદર્શન અને કૃપા હતી તે લોકો માટે જેઓ પોતાના રબથી ડરે છે,

૧૫૫. અને તેણે પોતાની કોમના સિત્તેર માણસોને ચૂંટી કાઢ્યા, જેથી તેઓ (તેના સાથે) અમારા નિર્ધારિત સમયે હાજર થાય. જ્યારે તે લોકોને એક ભૂકંપે ઝડપી લીધા તો મૂસાએ અરજ કરી, ''હે મારા માલિક ! આપ ઇચ્છતા તો પહેલાં જ આમને અને મને નષ્ટ કરી શકતા હતા. શું આપ તે ગુના માટે, જે અમારા પૈકીના થોડાંક મૂર્ખ લોકોએ કર્યો હતો, અમને સૌને નષ્ટ કરી નાખશો ? આ તો આપએ કરેલ એક પરીક્ષા હતી જેના દ્વારા આપ જેને ચાહો છો પથભ્રષ્ટતામાં નાખી દો છો અને જેને ચાહો છો માર્ગદર્શન પ્રદાન કરો છો. અમારા સંરક્ષક તો આપ જ છો, પછી અમને માફ કરી દો અને અમારા ઉપર દયા કરો, આપ સૌથી વધીને માફ કરનારા છો.

૧૫૬. અને અમારા માટે આ દુનિયા (આલોક)ની ભલાઈ પણ લખી દો અને આખિરત (પરલોક)ની પણ, અમે આપના તરફ ઉન્મુખ થયા.'' જવાબમાં કહેવામાં આવ્યું, ''સજા તો હું જેને ચાહું છું આપું છું, પરંતુ મારી દયા દરેક વસ્તુ ઉપર છવાયલી છે અને તેને હું એવા લોકોના હક્કમાં લખીશ જેઓ અવજ્ઞાથી બચશે, ઝકાત આપશે અને મારી આયતો ઉપર ઈમાન લાવશે.''

૧૫૭. (પછી આજે આ કૃપા તે લોકોનો હિસ્સો છે) જે આ પયગંબર, ઉમ્મી નબીનું અનુસરણ અપનાવે (બની ઇસરાઈલને ઉમ્મે નબી અર્થાત્ હઝરત મુહમ્મદ સલ્લ.ના અનુસરણનું આહવાન કરવામાં આવ્યું છે.) જેનું વર્ણન તેમને પોતાના ત્યાં તૌરાત અને ઇંજીલમાં લખેલું મળે છે. તે તેમને ભલાઈનો આદેશ આપે છે, બૂરાઈથી રોકે છે, તેમના માટે શુદ્ધ વસ્તુઓ હલાલ (વૈધ) અને અશુદ્ધ વસ્તુઓ હરામ (અવૈધ) કરે છે, અને તેમના ઉપરથી તે બોજ ઉતારે છે જે તેમના ઉપર લદાયેલા હતા અને તે બંધનો ખોલે છે જેમાં તેઓ જકડાયેલા હતા, એટલે જે

લોકો તેના ઉપર ઈમાન લાવે અને તેનું સમર્થન અને સહાયતા કરે અને તે પ્રકાશનું અનુસરણ કરે જે તેના સાથે અવતરિત કરવામાં આવ્યો છે, તેઓ જ સફળતા પામવાના છે. (રુકૂઅ-૧૯)

૧૫૮. હે મુહમ્મદ ! કહો, ''હે મનુષ્યો ! હું તમારા સૌ માટે તે અલ્લાહનો પયગંબર છું જે ધરતી અને આકાશોની બાદશાહીનો માલિક છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, તે જ જીવન પ્રદાન કરે છે અને તે જ મૃત્યુ આપે છે, *પછી ઈમાન લાવો અલ્લાહ ઉપર અને તેના મોકલેલા ઉમ્મી* નબી (હઝરત મુહમ્મદ સલ્લ.) ઉપર જે અલ્લાહ અને તેના આદેશોને માને છે, અને તેનું અનુસરણ કરો, આશા છે કે તમે સીધો માર્ગ પામી લેશો.''

૧૫૯. મૂસાની કોમમાં એક જૂથ એવું પણ હતું જે સત્ય અનુસાર માર્ગદર્શન આપતું હતું અને સત્ય અનુસાર જ ન્યાય કરતું હતું.

૧૬૦. અને અમે તે કોમને બાર કુળોમાં વહેંચી દઈને તેમને સ્થાયી જૂથોનું સ્વરૂપ આપી દીધું હતું. અને જ્યારે મૂસા પાસે તેની કોમે પાણી માગ્યું તો અમે તેને ઇશારો કર્યો કે ફલાણા ખડક ઉપર પોતાની લાઠી મારો. આથી તે ખડકમાંથી એકાએક બાર ઝરણાં ફૂટી નીકળ્યા અને દરેક જૂથે પોતાની પાણી લેવાની જગ્યા નક્કી કરી લીધી. અમે તેમના ઉપર વાદળોનો છાંયડો કર્યો અને તેમના ઉપર 'મન્ન અને સલ્વા' (ભોજન) ઉતાર્યા – ખાઓ તે શુદ્ધ વસ્તુઓ જે અમે તમને આપી છે, પરંતુ આ પછી તેમણે જે કંઈ કર્યું, તો અમારા ઉપર જુલ્મ ન કર્યો, બલ્કે પોતાના જ ઉપર જુલ્મ કરતા રહ્યા.

૧૬૧. યાદ કરો તે સમય જ્યારે તેમને કહેવામાં આવ્યું હતું, ''આ વસ્તીમાં વસવાટ કરો અને તેની પેદાશમાંથી પોતાની ઇચ્છા અનુસાર જીવિકા મેળવો અને 'હિત્તતુન-હિત્તતુન' (તેનાથી અભિપ્રેત સાર્વજનિક ક્ષમા અને દરગુજરની ઉદ્‌ઘોષણા છે અથવા ક્ષમાની પ્રાર્થના.) બોલતા જાવ અને નગરના દરવાજામાં સિજદો કરતા પ્રવેશ કરો, અમે તમારી ભૂલો માફ કરીશું અને સદ્‌વર્તન કરનારાઓને વધુ કૃપા પ્રદાન કરીશું,''

૧૬૨. પરંતુ તેમના પૈકી જે લોકો અત્યાચારી હતા, તેમણે તે વાત જે તેમને કહેવામાં આવી હતી, ફેરવી નાખી અને પરિણામ એ આવ્યું કે અમે તેમના અત્યાચારના બદલામાં તેમના ઉપર આકાશમાંથી આપત્તિ મોકલી દીધી. (રુકૂઅ-૨૦)



૧૬૩. અને જરા એમને તે વસ્તીનું વૃત્તાંત પણ પૂછો જે સમુદ્રના કિનારે આવેલી હતી. તેમને યાદ દેવડાવો તે ઘટના કે ત્યાંના લોકો સબ્ત (શનિવાર)ના દિવસે અલ્લાહના આદેશ વિરૂદ્ધ કામ કરતા હતા અને એ કે માછલીઓ સબ્તના દિવસે જ ઉભરાઈને સપાટી ઉપર તેમના સામે આવતી હતી અને સબ્ત સિવાયના બાકીના દિવસોમાં આવતી ન હતી. આવું એટલા માટે થતું હતું કે અમે તેમની અવજ્ઞાઓના *કારણે તેમને પરીક્ષામાં નાખી રહ્યાં હતા.*

૧૬૪. અને તેમને એ પણ યાદ દેવડાવો કે જ્યારે તેમના પૈકી એક જૂથે બીજા જૂથને કહ્યું હતું, ''તમે એવા લોકોને શા માટે ઉપદેશ આપો છો જેમને અલ્લાહ નષ્ટ કરવાનો છે અથવા ભારે સજા આપવાનો છે'' તો તેમણે જવાબ આપ્યો હતો, ''અમે આ બધું તમારા રબ સમક્ષ પોતાની લાચારી પ્રસ્તુત કરવા માટે કરીએ છીએ અને એ આશાએ કરીએ છીએ કે કદાચ આ લોકો તેની અવજ્ઞાથી બચવા લાગે.''

૧૬૫. છેવટે જ્યારે તેઓ તે આદેશોને તદ્દન જ ભૂલી ગયા જે તેમને યાદ દેવડાવવામાં આવ્યા હતા ત્યારે અમે તે લોકોને બચાવી લીધા જેઓ બૂરાઈઓથી રોકતા હતા અને બાકીના સૌ લોકોને, જેઓ અત્યાચારી હતા, તેમની અવજ્ઞાઓના કારણે કઠોર યાતનામાં પકડી લીધા.

૧૬૬. પછી જ્યારે પૂરેપૂરા વિદ્રોહ સાથે તે જ કાર્ય કરતા રહ્યા જેનાથી તેમને રોકવામાં આવ્યા હતા, તો અમે કહ્યું કે વાનર થઈ જાવ હડધૂત થયેલા.

૧૬૭. અને યાદ કરો જ્યારે તમારા રબે ઘોષણા કરી દીધી કે, ''તે કયામત (પુનરુજ્જીવન) સુધી નિરંતર એવા લોકોને બની ઇસરાઈલ ઉપર આધિપત્ય આપતો રહેશે, જેઓ તેમને સૌથી ખરાબ યાતના આપશે.'' નિશ્ચિત રૂપે તમારો રબ સજા આપવામાં ઝડપી છે અને નિઃશંક તે ક્ષમા અને દયાથી પણ કામ લેવાવાળો છે.

૧૬૮. અમે તેમને ધરતી ઉપર ટુકડે-ટુકડા કરી ઘણી કોમોમાં વહેંચી દીધા. કેટલાક લોકો તેમનામાં સદાચારી હતા અને કેટલાક એનાથી જુદા પ્રકારના અને અમે સારી અને ખરાબ પરિસ્થિતિઓથી તેમને પરીક્ષામાં નાખતા રહ્યા કે કદાચ તેઓ પાછા ફરે.

૧૬૯. ત્યારબાદ પહેલાંની પેઢીઓ પછી એવા અયોગ્ય લોકોએ તેમનું સ્થાન લીધું જેઓ અલ્લાહના ગ્રંથના ઉત્તરાધિકારી બનીને આ તુચ્છ દુનિયાના લાભો સમેટે છે અને કહી દે છે કે આશા છે કે અમને માફ કરી દેવામાં આવશે, અને જો દુનિયાની તે જ સાંસારિક સામગ્રી સામે આવે છે તો

ફરી દોડીને તેને લઈ લે છે. શું તેમના પાસેથી ગ્રંથનું વચન લઈ લેવામાં આવ્યું નથી કે અલ્લાહના નામથી તે જ વાત કહે જે સત્ય હોય ? અને તેઓ પોતે જ વાંચી ચૂક્યા છે જે ગ્રંથમાં અંકિત છે. આખિરત (પરલોક)નું ઠેકાણું તો અલ્લાહથી ડરતા લોકો માટે જ ઉત્તમ છે. શું તમે આટલી વાત પણ નથી સમજતા ?

૧૭૦. જે લોકો ગ્રંથની પાબંદી કરે છે અને જેમણે નમાઝ કાયમ કરી રાખી છે, નિશ્ચિત રૂપે આવા સદ્ચરિત્ર લોકોનું વળતર અમે વ્યર્થ નહીં કરીએ.

૧૭૧. તેમને તે સમય પણ થોડોક યાદ છે જ્યારે અમે પર્વતને હલાવીને તેમના ઉપર એ રીતે ઢાળી દીધો હતો જાણે કે તે છત્રી છે અને તેઓ ધારતા હતા કે તે તેમના ઉપર આવી પડશે અને તે વખતે અમે તેમને કહ્યું હતું કે જે ગ્રંથ અમે તમને આપી રહ્યા છીએ તેને દૃઢતાપૂર્વક પકડી રાખો અને જે કંઈ તેમાં લખ્યું છે, તેને યાદ રાખો. આશા છે કે તમે ખોટા રસ્તે ચાલવાથી બચી રહેશો. (રુકૂઅ-૨૦)

૧૭૨. અને હે નબી ! લોકોને યાદ દેવડાવો તે સમય જ્યારે તમારા રબે (પ્રભુએ) આદમના પુત્રોની પીઠમાંથી તેમની સંતતિને કાઢી હતી અને તેમને સ્વયં પોતાના ઉપર સાક્ષી બનાવીને પૂછ્યું હતું, ''શું હું તમારો રબ (પ્રભુ) નથી ?'' તેમણે કહ્યું, ''ચોક્કસ, આપ જ અમારા રબ (પ્રભુ) છો, અમે તેની સાક્ષી આપીએ છીએ.'' આ અમે એટલા માટે કર્યું કે કદાચ તમે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે એમ ન કહી દો કે, ''અમે તો આ વાતથી અજાણ હતા,''

૧૭૩. અથવા એમ ન કહેવા લાગો કે, ''શિર્ક (અનેકેશ્વરવાદ)ની શરૂઆત તો અમારા બાપ-દાદાઓએ અમારા પહેલાં જ કરી હતી અને અમે પછીથી તેમના વંશમાં પેદા થયા. પછી શું આપ અમને તે અપરાધ માટે પકડો છો જે ખોટા કામ કરનારાઓએ કરી હતી ?''

૧૭૪. જુઓ, આવી રીતે અમે નિશાનીઓ સ્પષ્ટપણે વર્ણવીએ છીએ અને એટલા માટે વર્ણવીએ છીએ કે આ લોકો પાછા ફરે.

૧૭૫. અને હે નબી ! આમના સામે તે માણસની વાત વર્ણવો જેને અમે પોતાની આયતોનું જ્ઞાન આપ્યું હતું, પરંતુ તે તેની પાબંદીઓથી નીકળી ભાગ્યો. છેવટે શેતાન તેની પાછળ પડી ગયો, ત્યાં સુધી કે તે પથભ્રષ્ટ થનારાઓમાં સામેલ થઈને રહ્યો.

૧૭૬. જો અમે ઇચ્છ્યું હોત તો તેને તે આયતો મારફતે ઉચ્ચતા પ્રદાન કરતા, પરંતુ તે તો ધરતીની જ તરફ ઝૂકીને રહી ગયો અને પોતાની મનેચ્છાઓના જ પાછળ પડ્યો રહ્યો, આથી તેની હાલત કૂતરા જેવી થઈ ગઈ કે તમે તેના ઉપર હુમલો કરો ત્યારે પણ જીભ લટકાવી રાખે



અને તેને છોડી દો તો પણ જીભ લટકાવી રાખે. આ જ ઉદાહરણ છે તે લોકોનું જેઓ અમારી આયતોને ખોટી ઠેરવે છે. તમે આ કિસ્સાઓ એમને સંભળાવતા રહો, કદાચ આ લોકો કંઈક વિચાર કરે.

૧૭૭. ઘણું જ ખરાબ ઉદાહરણ છે આવા લોકોનું, જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી, અને તેઓ સ્વયં પોતાની જાત ઉપર અત્યાચાર કરતા રહ્યા છે.

૧૭૮. *જેને અલ્લાહ માર્ગદર્શન પ્રદાન કરે એ જ સીધો માર્ગ પામે છે અને* જેને અલ્લાહ પોતાના માર્ગદર્શનથી વંચિત કરી દે, તે જ નિષ્ફળ અને નિરાશ બનીને રહે છે.

૧૭૯. અને એ સત્ય છે કે કેટલાય જિન્નાતો અને મનુષ્યો એવાં છે જેમને અમે જહન્નમ (નર્ક) માટે જ પેદા કર્યા છે. તેમના પાસે હૃદય છે, પરંતુ તેઓ તેનાથી વિચારતા નથી, તેમના પાસે આંખો છે પરંતુ તેઓ તેનાથી જોતા નથી, તેમના પાસે કાન છે પરંતુ તેઓ તેનાથી સાંભળતા નથી. તેઓ પશુઓ જેવા છે, બલ્કે તેમનાથી પણ વધુ વધુ ખરાબ. આ તે લોકો છે જેઓ ગફલતમાં ખોવાઈ ગયા છે.

૧૮૦. અલ્લાહ ઉત્તમ નામોનો અધિકારી છે. તેને ઉત્તમ નામોથી જ પોકારો અને તે લોકોને છોડી દો જેઓ તેના નામ રાખવામાં સીધા માર્ગથી ચલિત થઈ જાય છે. જે કંઈ તેઓ કરે છે તેનો બદલો તેઓ પામીને જ રહેશે.

૧૮૧. અમારા સર્જનોમાં એક જૂથ એવું પણ છે જે તદ્દન સત્ય અનુસાર માર્ગદર્શન કરે છે અને સત્ય અનુસાર ન્યાય કરે છે. (રુકૂઅ-૨૨)

૧૮૨. રહ્યા તે લોકો જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી દીધી છે, તો તેમને અમે ધીમે-ધીમે એવી રીતે વિનાશ તરફ લઈ જઈશું કે તેમને ખબર સુદ્ધાં નહીં પડે.

૧૮૩. હું તેમને ઢીલ આપી રહ્યો છું, મારી ચાલનો કોઈ તોડ નથી.

૧૮૪. અને શું આ લોકોએ ક્યારેય વિચાર્યું નથી ? એમના સાથી ઉપર ઉન્માદનો કોઈ પ્રભાવ નથી. એ તો એક ચેતવણી આપનાર છે જે (ખરાબ પરિણામ આવે તે પહેલાં) સ્પષ્ટપણે સચેત કરી રહ્યો છે.

૧૮૫. શું આ લોકોએ આકાશ અને ધરતીના વ્યવસ્થાતંત્ર ઉપર ક્યારેય ચિંતન કર્યું નથી અને કોઈ પણ વસ્તુને જેને અલ્લાહે પેદા કરી છે, આંખો ઉઘાડીને જોઈ નથી ? અને શું આ પણ તેમણે વિચાર્યું નથી કે કદાચ તેમની જિંદગીની મુદત સમાપ્ત થવાનો સમય નજીક આવી ગયો હોય ? પછી છેવટે પયગંબરની આ ચેતવણી બાદ હવે કઈ વાત એવી

હોઈ શકે છે જેના ઉપર તેઓ ઈમાન લાવે ?

૧૮૬. જેને અલ્લાહ માર્ગદર્શનથી વંચિત કરી દે તેના માટે પછી કો[ઈ] માર્ગદર્શક નથી, અને અલ્લાહ તેમને તેમના વિદ્રોહમાં જ ભટક[તા] છોડી દે છે.

૧૮૭. આ લોકો તમને પૂછે છે કે છેવટે તે કયામતની ઘડી કયારે આવશે ? કહો, ''તેની જાણકારી મારા રબ (પ્રભુ) પાસે જ છે. તેને તેના સમ[ય] ઉપર તે જ પ્રગટ કરશે. આકાશો અને ધરતીમાં તે ઘણો જ કપરં સમય હશે, તે તમારા ઉપર ઓચિંતો આવી જશે.'' આ લોકો તેન વિષે તમને એવી રીતે પૂછે છે, જાણે કે તમે તેની શોધમાં લાગેલા છો કહો, ''તેની જાણકારી તો માત્ર અલ્લાહને છે પરંતુ મોટા ભાગન લોકો આ સત્યને જાણતા નથી.''

૧૮૮. હે નબી ! આ લોકોને કહો, ''હું મારી જાત માટે કોઈ ફાયદા કે નુકસાનનો અધિકાર ધરાવતો નથી, અલ્લાહ જ જે કંઈ ચાહે છે તે થાય છે અને જો મને અદશ્યનુ જ્ઞાન હોત તો હું ઘણાં ફાયદા મારા માટે પ્રાપ્ત કરી લેતો અને મને ક્યારેય કોઈ નુકસાન ન પહોંચતુ. હું તો માત્ર એક સચેત કરનાર અને ખુશખબરી સંભળાવનાર છું તે લોકો માટે જેઓ મારી વાત માને.'' (રુકૂઅ-૨૩)

૧૮૯. તે અલ્લાહ જ છે જેણે તમને એક જીવમાંથી પેદા કર્યા અને તેની જ જાતિમાંથી તેનું જોડું બનાવ્યું, જેથી તેના પાસે શાંતિ પ્રાપ્ત કરે. પછી જયારે પુરુષે સ્ત્રીને ઢાંકી દીધી તો તેને એક હળવો ગર્ભ રહી ગયો જેને લઈને તે હરતી-ફરતી રહી. પછી જયારે તે ભારે થઈ ગઈ તો બંનેએ મળીને અલ્લાહ, પોતાના રબ (પ્રભુ)ને પ્રાર્થના કરી કે : જો તેં અમને સ્વસ્થ બાળક પ્રદાન કર્યું તો અમે તારા આભારી થઈશું.

૧૯૦. પરંતુ જયારે અલ્લાહે તેમને એક સ્વસ્થ બાળક આપ્યું તો તેઓ તેની બક્ષિસ અને કૃપામાં બીજાઓને ભાગીદાર ઠેરવવા લાગ્યા. અલ્લાહ ઘણો ઉચ્ચ અને શ્રેષ્ઠ છે તે શિર્ક (અનેકેશ્વરવાદ)ની વાતોથી જે આ લોકો કરે છે.

૧૯૧. કેવા નાસમજ છે આ લોકો કે તેમને અલ્લાહના ભાગીદાર ઠેરવે છે જે કોઈ વસ્તુ પેદા નથી કરતા, બલ્કે સ્વયં પેદા કરવામાં આવે છે,

૧૯૨. જેઓ ન તેમની મદદ કરી શકે છે અને ન સ્વયં પોતાની મદદ કરવા સમર્થ છે.

૧૯૩. જો તમે તેમને સીધા માર્ગ ઉપર આવવાનું આહવાન્ કરો તો તેઓ



તમારા પાછળ ન આવે. તમે ચાહે તેમને પોકારો કે ચુપ રહો, બંને સ્થિતિમાં તમારા માટે સમાન જ રહ્યા.

૧૯૪. તમે લોકો અલ્લાહને છોડીને જેમને પોકારો છો તેઓ તો માત્ર બંદાઓ છે, જેવા તમે બંદા છો. તેમનાથી પ્રાર્થનાઓ કરી જુઓ, તેઓ તમારી પ્રાર્થનાઓનો જવાબ આપે, જો તેમના વિષેના તમારા વિચારો સાચા છે.

૧૯૫. શું તેઓ પગ ધરાવે છે કે તેનાથી ચાલે ? શું તેઓ હાથ ધરાવે છે કે તેનાથી પકડે ? શું તેઓ આંખો ધરાવે છે કે તેનાથી જુએ ? શું તેઓ કાન ધરાવે છે કે તેનાથી સાંભળે ? હે નબી ! એમને કહો, ''બોલાવી લો પોતાના ઠેરવેલા ભાગીદારોને, કે પછી સૌ મળીને મારા વિરૂદ્ધ યુક્તિઓ કરો અને મને કદાપિ મહેતલ ન આપો,

૧૯૬. મારો સમર્થક અને સહાયક તે અલ્લાહ છે જેણે આ ગ્રંથ અવતરિત કર્યો છે અને તે સદાચારીઓનું સમર્થન કરે છે.

૧૯૭. તેનાથી વિપરિત, તમે અલ્લાહને છોડીને જેમને પોકારો છો, તેઓ ન તમારી મદદ કરી શકે છે અને ન તો સ્વયં પોતાની મદદ કરવા જ સમર્થ છે,

૧૯૮. બલ્કે જો તમે તેમને સીધા માર્ગ ઉપર આવવા માટે કહો તો તેઓ તમારી વાત સાંભળી પણ શકતા નથી. જો કે તમને એવું દેખાય છે કે તેઓ તમારા તરફ જોઈ રહ્યા છે પરંતુ હકીકતમાં તેઓ કંઈ પણ નથી જોતા.''

૧૯૯. હે નબી ! નરમી અને ક્ષમાની રીત અપનાવો, ભલાઈની શીખ આપતા રહો અને અજ્ઞાનીઓની ઉપેક્ષા કરો.

૨૦૦. જો ક્યારેક શેતાન તમને ઉશ્કેરે તો અલ્લાહનું શરણ માગો, તે બધું જ સાંભળનાર અને જાણનાર છે.

૨૦૧. વાસ્તવમાં જે લોકો મુત્તકી (અલ્લાહનો ડર રાખે) છે, તેમની હાલત તો એ હોય છે કે કયારેક શેતાનની અસર હેઠળ કોઈ ખરાબ વિચાર જો તેમને સ્પર્શી પણ જાય છે, તો તરત જ ચેતી જાય છે અને પછી તેમને સ્પષ્ટ દેખાવા લાગે છે કે તેમના માટે સાચી કાર્ય-પ્રણાલી કઈ છે.

૨૦૨. રહ્યા તેમના (અર્થાત્ શેતાનોના) ભાઈબંધો, તો તેઓ તેમને તેમના દુરાચારમાં ખેંચતા જાય છે અને તેમને ભટકાવવામાં કોઈ કસર બાકી નથી રાખતા.

૨૦૩. હે નબી ! જયારે તમે આ લોકો સામે કોઈ નિશાની (અર્થાત્ ચમત્કાર) પ્રસ્તુત નથી કરતા તો તેઓ કહે છે કે તમે પોતાના માટે કોઈ નિશાની કેમ પસંદ ન કરી લીધી ? એમને કહો, ''હું તો માત્ર તે વહી (દિવ્ય

પ્રકાશના)નું અનુસરણ કરૂં છું, જે મારા રબે મારા તરફ મોકલી છે. આ બુદ્ધિમત્તાની રોશનીઓ છે, તમારા રબ તરફથી અને માર્ગદર્શન અને કૃપા છે તે લોકો માટે જેઓ તેને અપનાવે.

૨૦૪. જ્યારે કુર્આન તમારા સમક્ષ પઢવામાં આવે તો તેને ધ્યાનપૂર્વક સાંભળો અને ચુપ રહો, કદાચ તમારા ઉપર પણ કૃપા થઈ જાય.

૨૦૫. હે નબી ! પોતાના રબ (પ્રભુ)ને સવાર અને સાંજ યાદ કર્યા કરો, મનમાં કરગરીને અને ડર સાથે અને જીભથી પણ ધીમા અવાજમાં. તમે તે લોકો પૈકીના ન થઈ જાઓ જેઓ ગફલતમાં પડેલા છે.

૨૦૬. જે ફરિશ્તાઓને તમારા રબ (માલિક અને પાલનહાર)ને ત્યાં સામીપ્યનું સ્થાન પ્રાપ્ત છે તેઓ કદાપિ પોતાની મોટાઈના ઘમંડમાં આવીને તેની બંદગીથી મોઢું નથી ફેરવતા અને તેની તસ્બીહ (મહિમાગાન) કરે છે અને તેના આગળ ઝૂકેલા રહે છે. (રુકૂઅ-૨૪)



# (૮) અલ-અન્ફાલ

## પરિચય

**ઉતરાણકાળ :**

આ સૂરઃ હિ.સ. ૦૨માં બદ્રના યુદ્ધ પછી ઊતરી છે અને આમાં ઈસ્લામ અને કુફ્ર વચ્ચેના આ પહેલા યુદ્ધની સવિસ્તાર સમીક્ષા કરવામાં આવી છે.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ :**

આ સૂરઃની સમીક્ષા કરતાં પહેલાં બદ્રના યુદ્ધ અને તેના સંજોગો ઉપર એક દૃષ્ટિપાત કરી લઈએ.

શરૂના દસ-બાર વર્ષના ગાળામાં જ્યારે આપ (સલ્લ.) મક્કામાં હતા ત્યારે આપના આહ્વાને પોતાના સ્થાયિત્વ અને અડગતા પુરવાર કરી દીધા હતા. એક તરફ તેના પાછળ ઉચ્ચ ચરિત્રશીલ, બુદ્ધિશાળી અને વિશાળહૃદયી-વિવેકી ધ્વજવાહકો હતા, જેમણે પોતાનું સર્વસ્વ આ કાર્ય પાછળ લગાડી દીધું હતું અને તેમના વ્યવહાર ઉપરથી એ હકીકત સ્પષ્ટ થઈ ગઈ હતી કે તેઓ આ આહ્વાન્‌ને પૂર્ણતાએ પહોંચાડવા માટે કટિબદ્ધ છે તથા તે માટે ગમે-તે જોખમ ઉઠાવવા અને મુશ્કેલીનો સામનો કરવા તૈયાર છે. બીજી તરફ આ આહ્વાન્‌માં જ એવું આકર્ષણ હતું, જે મનો-મસ્તિષ્કમાં ઊતરી જતું હતું. છતાં પણ આ કાર્યના પ્રચારમાં કેટલીક ખામીઓ અવશ્ય જોવા મળતી હતી.

સૌ પ્રથમ, એ કે હજુ પૂર્ણ રીતે પુરવાર થયું ન હતું કે તેને એવા અનુયાયીઓ પૂરતી સંખ્યામાં મળી ગયા છે, જે તેના અનુયાયીઓ જ નહીં, બલ્કે તેના સિદ્ધાંતોથી પણ સાચો પ્રેમ ધરાવે છે, તેને સર્વોપરી તથા વ્યવહારૂ બનાવવાના પ્રયત્નોમાં પોતાની બધી શક્તિ અને સામર્થ્ય લગાવવા તૈયાર છે, અને તેના માટે પોતાનું સર્વસ્વ ન્યોછાવર કરવા અને સમસ્ત જગત સામે ટક્કર લેવા માટે તેમજ પોતાના સૌથી વ્હાલા સ્વજનો સાથે સંબંધ સુદ્ધાં તોડી નાંખવા તૈયાર છે.

બીજું, આ સંદેશનો પડઘો સમગ્ર વિસ્તારમાં પ્રસરી ગયો હતો, છતાં તેનો પ્રભાવ હજુ વ્યાપક ન હતો. તેણે પૂરૂં પાડેલું જોમ આખા પ્રદેશમાં વિખરાયેલ પડ્યું હતું. તેને તે સામૂહિક શક્તિ હજુ ઉપલબ્ધ થઈ ન હતી, જે અજ્ઞાનતાના રૂઢીવાદી તંત્ર સાથે નિર્ણાયક ટક્કર લેવા માટે જરૂરી હતી.

ત્રીજું, આ આહ્વાન્ આ વિસ્તારમાં હજુ ક્યાંય પોતાના મૂળિયાં મજબૂત રીતે નાખી શક્યું ન હતું, જો કે તેનો સંદેશ તો બધે જ પહોંચી ગયો હતો, પણ પ્રદેશનો કોઈ ભાગ એવો ન હતો, જ્યાં તે ડગ જમાવીને પોતાની સ્થિતિ મજબૂત બનાવીને આગળ વધી શકે.

ચોથું, તે સમય સુધી આ સંદેશને વ્યવહારૂ જીવનની બાબતોને પોતાની રીતે સંચાલિત કરવાની તક સાંપડી ન હતી.

આમ, ન તે નૈતિક સિદ્ધાંતો દર્શાવી શકાયા હતા જેને આધાર બનાવીને આ સંદેશ સમગ્ર જીવન-વ્યવસ્થાની સ્થાપના અને સંચાલન કરવા માગતો હતો અને ન એ વાતનું પરીક્ષણ થઈ શક્યું હતું કે આ સંદેશ આપનાર પયગંબર અને તેના અનુયાયીઓનો સમૂહ દુનિયાને જેનું આમંત્રણ આપી રહ્યા છે તેને સ્વયં વ્યવહારૂ રૂપ આપવામાં કેટલી હદે નિષ્ઠાવાન છે. પછી બનેલા બનાવોએ એ તકો પૂરી પાડી જેના કારણે આ ચારેય ત્રુટીઓ પૂરી થઈ ગઈ.

પયગંબર (સલ્લ.)ના મક્કી કાળના છેલ્લા ત્રણ-ચાર વર્ષોથી ઇસ્લામ રૂપી સૂર્યના કિરણો આરબ પ્રદેશના યસરિબ (મદીના)માં સતત પહોંચી રહ્યા હતા. બીજા કબીલાઓની સરખામણીમાં યસરિબના રહીશો તેના અદમ્ય પ્રકાશને વધુ સહજતાથી ઝીલતા હતા. અંતે નબૂવ્વતના બારમા વર્ષે હજ્જના સમયે યસરિબના ૭૫ માણસોએ મક્કા પહોંચીને રાત્રિના અંધકારમાં નબી (સલ્લ.)ની મુલાકાત કરીને ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો. આ પ્રતિનિધિ મંડળે હઝરત મુહમ્મદ (સલ્લ.) અને તેમના સાથીઓને યસરિબ આવી જવા આમંત્રણ આપ્યું. ઇસ્લામના ઇતિહાસમાં આ એક ક્રાંતિકારી ક્ષણ હતી. અલ્લાહની અમૂલ્ય ભેટ સમી આ તકને નબી (સલ્લ.)એ તરત જ ઝડપી લીધી.

બીજી તરફ આ પ્રસ્તાવ અને સમજૂતી મક્કાવાસીઓ માટે શું અર્થ ધરાવતી હતી, તે કોઈનાથી છૂપું ન હતું. આમ નબી (સલ્લ.)ના મહાન વ્યક્તિત્વ અને અસાધારણ શક્તિથી કુરૈશના લોકો માહિતગાર થઈ ચૂકયા હતા અને મદીનામાં તેમને જે સ્થાન પ્રાપ્ત થઈ રહ્યું હતું, અને કુરૈશ જેમના દૃઢ નિર્ધાર, ખંત અને અડગ વફાદારીને મહદ્અંશે અજમાવી ચૂકયા હતા, તે ઇસ્લામના અનુયાયીઓ હવે આપ (સલ્લ.)ના નેતૃત્વ અને માર્ગદર્શન હેઠળ વ્યવસ્થિત સંગઠનના રૂપમાં એકઠા થઈ રહ્યા હતા. રૂઢિગત સમાજ-વ્યવસ્થા માટે તેમનું આ સંગઠન મૃત્યુનો ઘંટ હતો. તેનાથી પણ વિશેષ મહત્ત્વની હકીકત તો એ હતી કે મદીના જેવા વ્યૂહાત્મક સ્થળે મુસલમાનોની આ શક્તિના સંગઠિત થવાથી કુરૈશને આર્થિક જોખમ ઊભું થયું હતું. કુરૈશ અને બીજા મુખ્ય મુશ્રિક કબીલાઓનું અર્થતંત્ર મહદ્અંશે વેપાર ઉપર નિર્ભર હતું. યમનથી સીરિયા તરફ જે વેપારી ધોરી-માર્ગ રાતા સમુદ્રના કિનારેથી પસાર થતો હતો તેના ઉપર મુસલમાનો વેપારી કાફલાઓ ઉપર ત્રાટકી તેમની ધોરી નસ ઉપર ઘા કરીને તેમના વ્યવસ્થા-તંત્રનું અસ્તિત્વ મુશ્કેલ બનાવી શકતા હતા. આ માર્ગની સલામતી ઉપર કુરૈશ અને બીજા મુખ્ય કબીલાઓના આર્થિક જીવનનો આધાર હતો. આથી મદીના પહોંચતા જ નબી (સલ્લ.)એ નવોદિત ઇસ્લામી સમાજની



પ્રાથમિક વ્યવસ્થા અને મદીનાની આસા-પાસની યહૂદી વસાહતો સાથે સુલેહની શરતો નક્કી કર્યા પછી સૌપ્રથમ જે વસ્તુ ઉપર ધ્યાન આપ્યું તે આ જ ધોરીમાર્ગનો પ્રશ્ન હતો. આ બાબતમાં આપ (સલ્લ.)એ બે મુખ્ય પગલાં લીધા :

એક એ કે, મદીના અને રાતા સમુદ્રના કિનારા વચ્ચે આ ધોરીમાર્ગને અડીને વસતા કબીલાઓ સાથે વાટાઘાટો શરૂ કરી, જેથી તેઓ મૈત્રી કરાર અથવા ઓછામાં ઓછું તટસ્થ રહેવાના કરાર કરી લે. નબી (સલ્લ.)ને આ *દિશામાં સંપૂર્ણ સફળતા સાંપડી.*

બીજું પગલું એ હતું કે તે ધોરીમાર્ગ ઉપર મુસલમાનોની ટુકડીઓ પ્રસંગોપાત રવાના કરવામાં આવતી હતી. તેનો હેતુ મક્કાવાસીઓને ચેતવણી આપવાનો હતો અને કેટલીક ટુકડીઓ સાથે આપ (સલ્લ.) સ્વયં ગયા. બીજી તરફ મક્કાવાળા પણ મદીના તરફ લૂંટફાટ કરનારા જૂથો મોકલતા રહ્યા. પ્રથમ વર્ષમાં આવી ચાર ટુકડીઓ મોકલવામાં આવી. તેમાંથી એક ટુકડીના આપ (સલ્લ.) પોતે નેતૃત્વ સંભાળ્યું. બીજા વર્ષના આરંભમાં પણ બીજી બે ચઢાઈઓ આ ધોરીમાર્ગ ઉપર કરવામાં આવી. આ તમામ ચઢાઈઓની બે વિશિષ્ટતાઓ નોંધપાત્ર છે : એક એ કે તેમાં કોઈનું લોહી ન રેડાયું, ન કોઈ કાફલાને લૂંટવામાં આવ્યો. વળી આ ચઢાઈઓમાં નબી (સલ્લ.)એ મદીનાના એક પણ નાગરિકને સામેલ ન કરીને મક્કાથી હિજરત કરીને આવેલા લોકોને જ સામેલ કર્યા. જેથી આ સંઘર્ષ બને ત્યાં સુધી કુરૈશના પોતાના કુટુંબીજનો પૂરતો જ સીમિત રહે અને બીજા કબીલાઓના સંડોવાવાથી આગ ન ફેલાય. મક્કાવાસીઓ પોતે પણ લૂંટફાટ કરનારી ટુકડીઓ મોકલતા રહ્યા. તેમની એક ટુકડીએ મદીનાની ભાગોળમાં ધાડ પાડીને સ્થાનિક રહીશોનાં ઢોરો લૂંટી લીધા. આમાં કુરૈશ હંમેશાં બીજા કબીલાઓને પણ સંઘર્ષમાં સંડોવવાનો પ્રયાસ કરતા રહ્યા, માત્ર ધમકીઓ જ નહિં, બલ્કે લૂંટફાટ પણ કરતા હતા.

હિ.સ. ૦૨ના શાબાનમાં (ઈ.સ. ૬૨૩ના ફેબ્રુઆરી કે માર્ચ) સીરિયા તરફથી આવતો મક્કાના વેપારીઓનો કાફલો તે ધોરીમાર્ગની હદમાં પ્રવેશ્યો જ્યાં મદીના તરફથી સરળતાથી હુમલો કરી શકાતો હતો. કેમ કે માલ વધારે હતો અને રક્ષકો ઓછા હતા અને ભૂતકાળના બનાવોના કારણે એ વાતનો ભય વધુ હતો કે મુસલમાનો આક્રમણ કરશે, તેથી તે પ્રદેશમાં પ્રવેશતાં જ કાફલાના આગેવાન અબૂ સુફયાને મદદ માટે સૈનિકોની કુમક મોકલવાના સંદેશા સાથે મક્કા તરફ પોતાનો સંદેશવાહક મોકલ્યો. તેની જાહેરાતથી સમગ્ર મક્કામાં ખળભળાટ મચી ગયો. કુરૈશ કબીલાના તમામ વિખ્યાત સરદારો યુદ્ધ માટે તૈયાર થઈ ગયા. આશરે ૧૦૦૦ યોદ્ધા જેમાં ૬૦૦ બખ્તરિયા દળો જેમાં ૧૦૦ ઘોડેસવાર સૈનિકો પણ પૂરા દમામ સાથે લડવા માટે રવાના થયા. તેમનું લક્ષ્ય

માત્ર કાફલાનું રક્ષણ જ ન હતું, બલ્કે તેઓ એ ઇરાદા સાથે નીકળ્યા હતા કે આ રોજના ખતરાને કાયમ માટે સમાપ્ત કરી દે.

આ બાજુ નબી (સલ્લ.)એ જેઓ પરિસ્થિતિની પૂર્ણ માહિતી રાખતા હતા, વિચાર્યું કે નિર્ણયની ઘડી આવી પહોંચી છે. ઇસ્લામી સંદેશના આંદોલનની રક્ષા માટે બાહોશીભર્યાં પગલાં લેવાનો આ જ યોગ્ય સમય હતો. મુસલમાનોને મદીનામાં હજુ બે વર્ષ પણ થયા ન હતા, મદીનાના અન્સારો હજુ સુધી કસોટીની એરણ પર ચકાસાયા ન હતા. પાડોશી યહૂદી કબીલાઓ પણ મુસલમાનોના વિરોધી હતા. સ્વયં મદીનામાં પણ કેટલાક મુશ્રિકો અને દંભીઓનું એક નોંધપાત્ર શક્તિશાળી જૂથ મોજૂદ હતું અને આસપાસમાં વસતા બીજા કબીલાઓ ઉપર કુરૈશની ધાક હતી અને તેમની ધાર્મિક સહાનુભૂતિ પણ કુરૈશ સાથે હતી. આવા સંજોગોમાં જો કુરૈશ મદીના ઉપર આક્રમણ કરી દે તો સંભવ હતું કે મુસલમાનોના તે નાનકડા જૂથનો ખાતમો થઈ જાય. આ કારણે જ નબી (સલ્લ.)એ નિર્ધાર કરી લીધો કે જેટલી પણ તાકાત છે તેને લઈને યુદ્ધ કરવા નીકળી પડે અને યુદ્ધ-ભૂમિમાં ફેંસલો કરી લેવામાં આવે કે જીવંત રહેવાનું સામર્થ્ય કોણ ધરાવે છે અને કોણ નહીં.

આવો નિર્ધાર કરીને આપ (સલ્લ.)એ મુહાજિરો અને અન્સારોને એકત્ર કરી તેમના સામે સમગ્ર પરિસ્થિતિ સ્પષ્ટપણે દર્શાવી દીધી કે ઉત્તર તરફથી વેપારી કાફલો આવી રહ્યો છે. જ્યારે દક્ષિણ તરફથી કુરૈશનું લશ્કર આવી રહ્યું છે. અલ્લાહનો વાયદો છે કે આ બંને પૈકી કોઈ એક તમને મળી જશે, બતાવો તમે કોના મુકાબલા માટે જવા માગો છો ?

જવાબમાં મોટા ભાગના લોકોએ કાફલા પર હુમલો કરવાની ઇચ્છા દર્શાવી, પરંતુ નબી (સલ્લ.)નો ઇરાદો બીજો જ હતો. આથી આપ (સલ્લ.)એ પોતાનો પ્રશ્ન દોહરાવ્યો. તેના જવાબમાં મક્કાથી હિજરત કરી આવેલા મિકદાદ બિન અમ્રે કહ્યું, ''હે અલ્લાહના રસૂલ ! આપનો અલ્લાહ આપને જે દિશામાં જવાનો આદેશ આપી રહ્યો છે તે જ તરફ કૂચ કરો. આપ જ્યાં પણ જાઓ અમે આપની સાથે છીએ. અમે બની ઇસરાઈલની જેમ એમ કહેવાના નથી કે, જાઓ તમે અને તમારો ખુદા બંને લડો, અમે અહીં બેઠા છીએ. નહીં, અમે કહીએ છીએ કે ચાલો આપ અને આપનો ખુદા બંને લડો અને અમે આપના સાથે છેલ્લા શ્વાસ સુધી લડીશું.'' પરંતુ લડાઈનો નિર્ણય અન્સારનો અભિપ્રાય જાણ્યા વિના લઈ શકાય તેમ ન હતો કેમ કે હજુ સુધી કોઈ પણ લશ્કરી પગલાંમાં તેમનો સાથ લેવામાં આવ્યો ન હતો અને તેમના માટે અજમાયશનો આ પહેલો પ્રસંગ હતો કે ઇસ્લામને ટેકો આપવાની જે પ્રતિજ્ઞા તેમણે પ્રથમ દિવસે લીધી હતી તેને ક્યાં સુધી નિભાવવા માટે તૈયાર છે. આથી નબી (સલ્લ.)એ તેમને



પ્રત્યક્ષ સંબોધન કર્યા વિના પોતાનો પ્રશ્ન દોહરાવ્યો ત્યારે હઝરત સઅદ બિન મુઆઝ (રદિ.) ઊભા થયા અને કહ્યું, ''કદાચ, આપ (સલ્લ.)નો સંકેત અમારા તરફ છે ?'' ફરમાવ્યું, ''હા.'' તેમણે કહ્યું, ''અમે આપના ઉપર ઈમાન લાવ્યા છીએ, આપનું સમર્થન કરી ચૂકયા છીએ કે આપ જે કંઈ લાવ્યા છો તે સત્ય છે અને આપના સાથે આજ્ઞાપાલનનો પાકો કરાર બાંધી ચૂકયા છીએ. તો હે અલ્લાહના રસૂલ ! જે કંઈ આપે નિર્ધાર કરી લીધો છે તે મુજબ કરી નાખો. સોગંદ છે તે અલ્લાહના જેણે આપને સત્ય સાથે મોકલ્યા છે, જો આપ અમને લઈને સામે સમુદ્ર કિનારે પહોંચી જાઓ અને તેમાં ઊતરી પડો તો અમે આપના સાથે ઝંપલાવીશું અને અમારામાંથી કોઈ પણ પાછળ રહેશે નહીં. અમને એ પસંદ છે કે આપ કાલે અમને લઈને શત્રુઓ સાથે ટક્કર ઝીલો. અમે લડાઈમાં મક્કમ રહીશું, મુકાબલામાં પ્રાણ ન્યોછાવર કરી બતાવીશું અને અશકય નથી કે અલ્લાહ આપને અમારા વડે એ દેખાડી દે જેને જોઈને આપની આંખો ઠરે, તો અલ્લાહની કૃપાના ભરોસે આપ અમને સાથે લઈ લો.''

આ પ્રવચનો પછી નિર્ણય લેવામાં આવ્યો કે કાફલાને બદલે કુરૈશના લશ્કર ઉપર હુમલો કરવામાં આવે. પરંતુ આ નિર્ણય કોઈ સામાન્ય નિર્ણય ન હતો. આવા સંગીન સમયે રણમોરચે જવા તૈયાર થનારાઓની સંખ્યા ૩૦૦થી થોડી વધારે હતી. આમાંથી માત્ર બે-ત્રણ પાસે જ ઘોડા હતા. બાકીના માણસો માટે માત્ર ૭૦ ઊંટ હતા. લડાઈનો સામાન પણ અપૂરતો હતો. માત્ર ૬૦ માણસો પાસે બખ્તર હતા. આથી મોટા ભાગના લોકો મનોમન ડરી રહ્યા હતા અને એવું લાગતું હતું કે જાણે મોતના મુખમાં જઈ રહ્યાં છે. દંભી લોકો આ કૂચને ઉન્માદ સાથે સરખાવી રહ્યા હતા. પરંતુ નબી (સલ્લ.) અને સાચા ઈમાનવાળાઓ બરાબર સમજી ગયા હતા કે આ સમય જાનની બાજી લગાવી દેવાનો છે. આથી અલ્લાહના ભરોસે તેઓ નીકળી પડયા અને તેમણે કુરૈશના લશ્કર તરફ કૂચ કરી.

રમઝાનની ૧૭મી તારીખે બદ્ર મુકામે બંને પક્ષોનો સામનો થયો. નબી (સલ્લ.)એ જોયું કે ત્રણ શત્રુઓ સામે એક મુસલમાન છે અને તે પણ પૂરી રીતે શસ્ત્રસજ્જ નથી, તેમણે અલ્લાહ સામે હાથ ફેલાવી દીધા અને આજીજી કરી કે, ''હે અલ્લાહ ! આ છે કુરૈશ, પોતાના ઘમંડમાં ચૂર થઈને આવ્યા છે જેથી તારા રસૂલને જૂઠો ઠેરવી દે. હે અલ્લાહ ! હવે તે મદદ આવી જાય જેનો તેં મને વાયદો કર્યો હતો, હે અલ્લાહ, જો આજે આ નાનકડું જૂથ ખતમ થઈ જશે તો ધરતીના પટ ઉપર ત્યાર પછી તારી ઉપાસના નહીં થાય.''

છેવટે ઈમાનની નિષ્ઠા અલ્લાહ તરફથી મદદનું ઇનામ મેળવવામાં સફળ થઈ અને કુરૈશ પોતાની શક્તિના ઘમંડ છતાં આ સાધનવિહોણાં, પ્રાણનું

બલિદાન આપવા તત્પર લોકોના હાથે પરાજીત થઈ ગયા. આ નિર્ણાયક વિજયે આરબ પ્રદેશમાં ઇસ્લામને એક ગણનાપાત્ર શક્તિ બનાવી દીધી. પશ્ચિમના એક સંશોધનકારે લખ્યું છે, ''બદ્ર અગાઉ ઇસ્લામ માત્ર એક ધર્મ અને રાજ્ય હતું, પરંતુ બદ્ર પછી તે રાજ્યનો ધર્મ, બલ્કે સ્વયં રાજ્ય બની ગયું.''

**ચર્ચાના વિષયો :**

આ છે તે મહાન યુદ્ધ જેની આ સૂરઃમાં સમીક્ષા કરવામાં આવી છે. પરંતુ આ સમીક્ષાની શૈલી બીજી બધી સમીક્ષાઓ કરતાં જુદી છે, જે દુનિયાના રાજા-મહારાજાઓ કરતાં હોય છે :

(૧) આમાં સૌપ્રથમ તે ખામીઓ તરફ નિર્દેશ કરવામાં આવ્યો છે જે નૈતિક રીતે હજુ મુસલમાનોમાં હતી, જેથી તેઓ ભવિષ્યમાં પોતાને વધુને વધુ પરિપૂર્ણ બનાવવા પ્રયત્ન કરી શકે.

(૨) તેમને બતાવવામાં આવ્યું કે વિજયમાં અલ્લાહની મદદનો હિસ્સો કેટલો મોટો હતો જેથી તેઓ પોતાની હિંમત અને શક્તિ ઉપર ફૂલી ન જાય,બલ્કે ખુદા ઉપર ભરોસો, અને ખુદા અને રસૂલના આજ્ઞાપાલનનો બોધ ગ્રહણ કરે.

(૩) તે નૈતિક ઉદ્દેશ્ય સ્પષ્ટ કરવામાં આવ્યો છે જેના માટે મુસલમાનોને આ સત્ય-અસત્યની લડાઈ કરવાની છે અને તે નૈતિક ગુણોની સ્પષ્ટતા કરવામાં આવી છે જેના વડે આ યુદ્ધમાં તેમને સફળતા મળી શકે છે.

(૪) મુશ્રિકો, દંભીઓ અને યહૂદીઓ તથા તે લોકોને જેઓ યુદ્ધમાં કેદ પકડાઈને આવ્યા હતા, બોધપ્રેરક સંબોધન કરવામાં આવ્યું છે.

(૫) યુદ્ધ પછી મળેલા માલે ગનીમત (યુદ્ધમાં મળેલ માલ) વિષે મુસલમાનોને આદેશ આપવામાં આવ્યો કે તેને પોતાનો માલ ન સમજે, બલ્કે ખુદાનો માલ સમજે અને જે કંઈ અલ્લાહ તેમનો હિસ્સો ઠરાવે તેને રાજીખુશીથી સ્વીકારી લે.

(૬) યુદ્ધ અને સંધિના નિયમો વિષે તે નૈતિક આદેશો આપવામાં આવ્યા, જેની સ્પષ્ટતા ઇસ્લામી આહવાનના આ તબક્કામાં પ્રવેશ કર્યા પછી જરૂરી હતી, જેથી મુસલમાનો યુદ્ધ અને સંધિ વખતે અજ્ઞાનકાળની પદ્ધતિ ન અપનાવે અને દુનિયા ઉપર તેમની નૈતિક શ્રેષ્ઠતા સ્થપાય.

(૭) ઇસ્લામી રાજ્યના બંધારણીય કાનૂનની કેટલીક કલમો વર્ણવવામાં આવી છે, જેનાથી ઇસ્લામી રાજ્યના મુસ્લિમ નાગરિકોની બંધારણીય સ્થિતિ તે મુસલમાનોથી જુદી પાડી દેવામાં આવી છે જે ઇસ્લામી રાજ્યની સરહદોથી બહાર રહેતા હોય.



# (૮) સૂરઃ અલ-અનૂફાલ

(મદીનામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૧૦ ● આયતો : ૭૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે

૧. તમને યુદ્ધમાં પ્રાપ્ત થયેલ માલ (અનૂફાલ) વિષે પૂછે છે? કહો, ''આ યુદ્ધમાં પ્રાપ્ત થયેલ માલ તો અલ્લાહ અને તેના રસૂલનો છે, તો તમે અલ્લાહથી ડરો અને પોતાના પરસ્પરના સંબંધો દુરસ્ત રાખો અને અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરો, જો તમે મોમિન (ઈમાનવાળા) છો.''

૨. સાચા ઈમાનવાળા તો તે લોકો છે જેમના હૃદય અલ્લાહનું નામ સાંભળીને ધ્રુજી ઉઠે છે અને જ્યારે અલ્લાહની આયતો તેમના સામે પઢવામાં આવે છે તો તેમનું ઈમાન વધી જાય છે અને તેઓ પોતાના રબ (માલિક) ઉપર ભરોસો રાખે છે.

૩. જેઓ નમાઝ કાયમ કરે છે અને જે કંઈ અમે તેમને આપ્યું છે તેમાંથી (અમારા માર્ગમાં) ખર્ચ કરે છે.

૪. આવા જ લોકો સાચા ઈમાનવાળા છે. તેમના માટે તેમના રબના પાસે મોટા દરજ્જાઓ છે, ભૂલોથી ક્ષમા છે અને ઉત્તમ રોજી છે.

૫. (આ યુદ્ધમાં પ્રાપ્ત થયેલ માલની બાબતમાં પણ એ જ બની રહ્યું છે જે તે વખતે બન્યુ હતું જ્યારે) તારો રબ તને સત્યના સાથે તારા ઘરેથી કાઢી લાવ્યો હતો અને ઈમાનવાળાઓમાંથી એક જૂથને તે પસંદ ન હતું.

૬. તેઓ તે સત્યની બાબતમાં તારા સાથે વિવાદ કરી રહ્યા હતા, જો કે તે ખુલીને સ્પષ્ટ થઈ ગયું હતું. તેમની હાલત એવી હતી કે જાણે, તેઓ દેખીતી આંખોએ મૃત્યુ તરફ હંકારવામાં આવી રહ્યા છે.

૭-૮. યાદ કરો તે પ્રસંગ જ્યારે અલ્લાહ તમારા સાથે વાયદો કરી રહ્યો હતો કે બંને જૂથોમાંથી એક તમને મળી જશે. તમે ચાહતા હતા કે કમજોર જૂથ તમને મળે, પરંતુ અલ્લાહની મરજી એ હતી કે પોતાના કથનો વડે સત્યને સત્ય કરી દેખાડે અને કાફિરો (વિરોધીઓ)ના મૂળ કાપી નાખે જેથી સત્ય, સત્ય થઈને રહે અને અસત્ય, અસત્ય થઈને રહી જાય, ચાહે અપરાધીઓને તે ગમે તેટલું અપ્રિય હોય.

૯. અને તે પ્રસંગ જ્યારે તમે પોતાના રબને ફરિયાદ કરી રહ્યા હતા.

જવાબમાં તેણે ફરમાવ્યું કે હું તમારી મદદ માટે એક હજાર ફરિશ્તા એક પછી એક મોકલી રહ્યો છું.

૧૦. આ વાત અલ્લાહે તમને માત્ર એટલા માટે બતાવી દીધી કે તમારા માટે શુભ-સૂચના હોય અને તમારા હૃદય તેનાથી સંતુષ્ટ થઈ જાય, નહીં તો મદદ તો જ્યારે પણ આવે છે, અલ્લાહ તરફથી જ આવે છે. નિઃસંદેહ અલ્લાહ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે. (રુકૂઅ-૧)

૧૧. અને તે સમય જ્યારે અલ્લાહ પોતાના તરફથી ઊંઘની અવસ્થાના રૂપે તમને નિશ્ચિંતતા અને નિર્ભયતાના મનોભાવથી ઢાંકી રહ્યો હતો, અને આકાશમાંથી તમારા ઉપર પાણી વરસાવી રહ્યો હતો, જેથી તમને પાક (શુદ્ધ) કરે અને તમારા ઉપરથી શૈતાને નાખેલી ગંદકી દૂર કરે અને તમારી હિંમત બંધાવે અને તેના વડે તમારા કદમ જમાવી દે.

૧૨. અને તે સમય જ્યારે તમારો રબ ફરિશ્તાઓને સંકેત કરી રહ્યો હતો, ''હું તમારા સાથે છું, તમે ઈમાનવાળાઓને જમાવી રાખો, હું હમણાં જ આ કાફિરો (વિરોધીઓ)ના હૃદયોમાં ધાક બેસાડી દઉં છું, તો તમે તેમની ગરદનો ઉપર ઘા કરો અને સાંધાઓ ઉપર પ્રહાર કરો.''

૧૩. આ એટલા માટે કે તે લોકોએ અલ્લાહ અને તેના રસૂલ (પયગંબર)નો મુકાબલો કર્યો, અને જે અલ્લાહ અને તેના રસૂલનો મુકાબલો કરે, અલ્લાહ તેના માટે ખૂબ સખત પકડ કરવાવાળો છે –

૧૪. આ છે તમારી સજા, હવે આનો સ્વાદ ચાખો અને તમને માલૂમ થાય કે સત્યનો ઈન્કાર કરનારાઓ માટે દોજખ (નર્ક)ની યાતના છે.

૧૫. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જ્યારે તમારે એક લશ્કરના રૂપમાં કાફિરો (શત્રુઓ)થી સામનો થાય તો તેમના મુકાબલામાં પીઠ ન દેખાડો.

૧૬. જેણે આવા પ્રસંગે પીઠ બતાવી – સિવાય કે યુદ્ધ-વ્યૂહ રૂપે આવું કરે અથવા કોઈ બીજા લશ્કર સાથે જોડાઈ જવા માટે – તો તે અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ જશે. તેનું ઠેકાણું જહન્નમ હશે, અને પાછા ફરવાનું તે ઘણું ખરાબ સ્થાન છે.

૧૭. તો હકીકત એ છે કે તમે તેમને કતલ નથી કર્યા, બલ્કે અલ્લાહે તેમને



કતલ કર્યા છે અને હે નબી ! તેં નથી ફેંક્યું, બલ્કે અલ્લાહે ફેંક્યું (અને ઈમાનવાળાઓના હાથ જે આ કાર્યમાં પ્રયુક્ત થયા) તો આ એટલા માટે હતું કે અલ્લાહ ઈમાનવાળાઓને એક ઉત્તમ પરીક્ષામાંથી સફળતાપૂર્વક પસાર કરી દે, નિઃશંક અલ્લાહ સાંભળનાર અને જાણનાર છે.

૧૮. આ મામલો તો તમારા સાથે છે અને કાફિરો સાથેનો મામલો એ છે કે અલ્લાહ તેમની ચાલોને કમજોર કરનાર છે.

૧૯. (આ કાફિરોને કહી દો,) ''જો તમે ફેંસલો ચાહતા હતા તો લો, ફેંસલો તમારા સમક્ષ આવી ગયો. હવે અટકી જાવ, તમારા માટે જ સારૂં છે, નહીં તો ફરીથી જો આ જ મૂર્ખતાનું પુનરાવર્તન કરશો તો અમે પણ આ જ સજાનું પુનરાવર્તન કરીશું અને તમારો જથ્થો, ચાહે તે કેટલોય વધારે કેમ ન હોય, તમારા કોઈ કામ નહીં આવી શકે. અલ્લાહ ઈમાનવાળાઓના સાથે છે.'' (રુકૂઅ-૨)

૨૦. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરો અને આદેશ સાંભળ્યા પછી તેનાથી મોઢું ન ફેરવો.

૨૧. તે લોકો જેવા ન બની જાઓ જેમણે કહ્યું કે અમે સાંભળ્યું, જો કે તેઓ નથી સાંભળતા.

૨૨. નિઃશંક અલ્લાહના સમીપ સૌથી ખરાબ પ્રકારના પશુ તે બહેરા-મૂંગા લોકો છે, જેઓ બુદ્ધિનો ઉપયોગ કરતા નથી.

૨૩. જો અલ્લાહને ખબર હોત કે તેમનામાં થોડી પણ ભલાઈ છે, તો તે અવશ્ય તેમને સાંભળવાની પ્રેરણા આપતો (પરંતુ ભલાઈ વિના) જો તે તેમને સંભળાવતો, તો તેઓ લાપરવાહી સાથે મોઢું ફેરવી લેતા.

૨૪. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહ અને તેના રસૂલની પોકારને તત્કાળ સ્વીકારી લો, જ્યારે રસૂલ તમને તે વસ્તુ તરફ બોલાવે જે તમને જીવન પ્રદાન કરનારી છે, અને જાણી લો કે અલ્લાહ મનુષ્ય અને તેના હૃદય વચ્ચે આડ બની જાય છે અને તેના જ તરફ તમે એકત્ર કરવામાં આવશો.

૨૫. અને બચો તે ઉપદ્રવથી જેની આફત વિશેષ તે જ લોકો સુધી સીમિત નહીં રહે જેમણે તમારા પૈકી ગુનો કર્યો હોય. અને જાણી લો કે અલ્લાહ સખત સજા આપનાર છે.

૨૬. યાદ કરો તે સમય જ્યારે તમે થોડાક જ હતા, ધરતી ઉપર તમને નિર્બળ માનવામાં આવતા હતા, તમે ડરતા હતા કે ક્યાંક લોકો તમને નષ્ટ

કરી ન દે. પછી અલ્લાહે તમને આશ્રય-સ્થાન પૂરૂં પાડ્યું, પોતાની મદદ વડે તમારા હાથ મજબૂત કર્યા અને તમને સારી રોજી પહોંચાડી, કદાચ તમે આભારી બનો.

૨૭-૨૮. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જાણી જોઈને અલ્લાહ અને તેના રસૂલ સાથે વિશ્વાસઘાત ન કરો, પોતાની અમાનતોમાં દ્રોહનું આચરણ ન કરો અને જાણી લો કે તમારૂં ધન અને તમારી સંતાન હકીકતમાં અજમાયશના સાધનો છે અને અલ્લાહના પાસે વળતર આપવા માટે ઘણુંય છે. (રૂકૂઅ-૩)

૨૯. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જો તમે અલ્લાહનો ડર રાખશો તો અલ્લાહ તમારા માટે કસોટી પૂરી પાડશે. અને તમારી બૂરાઈઓને તમારાથી દૂર કરશે અને તમારી ભૂલો માફ કરી દેશે. અલ્લાહ મોટો કૃપાળુ છે.

૩૦. તે સમય પણ યાદ કરવાને યોગ્ય છે જ્યારે સત્યના ઈન્કાર કરનારાઓ તારા વિરૂદ્ધ યુક્તિઓ ઘડી રહ્યા હતા કે તને કેદ કરે કે કતલ કરી નાખે અથવા દેશનિકાલ કરી દે. તેઓ પોતાની ચાલો ચાલી રહ્યા હતા અને અલ્લાહ પોતાની ચાલ ચાલી રહ્યો હતો અને અલ્લાહ સર્વશ્રેષ્ઠ ચાલ ચાલનાર છે.

૩૧. જ્યારે તેમને અમારી આયતો સંભળાવવામાં આવતી હતી તો કહેતા હતા, ''હા, સાંભળી લીધું અમે, અમે ઇચ્છીએ તો આવી જ વાતો અમે પણ બનાવી શકીએ છીએ, આ તો તે જ પુરાણી વાર્તાઓ છે જે પહેલાંથી લોકો કહેતા આવ્યા છે.''

૩૨. અને તે વાત પણ યાદ છે જે તેમણે કહી હતી, ''હે ખુદા ! જો આ વાસ્તવમાં સત્ય છે અને તારા તરફથી છે તો અમારા ઉપર આકાશમાંથી પથ્થરો વરસાવી દે અથવા કોઈ પીડાકારી આપત્તિ અમારા ઉપર લઈ આવ.''

૩૩. તે વખતે તો અલ્લાહ તેમના ઉપર આપત્તિ ઉતારવાનો ન હતો જ્યારે કે તું તેમના વચ્ચે મોજૂદ હતો અને ન અલ્લાહનો આ નિયમ છે કે લોકો ક્ષમાયાચના કરી રહ્યા હોય અને તે તેમને યાતના આપે.

૩૪. પરંતુ હવે તે શા માટે તેમના ઉપર આપત્તિ ન ઉતારે જ્યારે કે તેઓ મસ્જિદે હરામ (પ્રતિષ્ઠિત ઘર કા'બા)નો માર્ગ રોકી રહ્યા છે, જો કે તેઓ આ મસ્જિદના સાચા વ્યવસ્થાપક (મુતવલ્લી) નથી. તેના સાચા



વ્યવસ્થાપક તો માત્ર અલ્લાહથી ડરનારા લોકો જ થઈ શકે છે, પરંતુ મોટા ભાગના લોકો આ વાત જાણતા નથી.

૩૫. બયતુલ્લ્લાહ (અલ્લાહના ઘર)ના નજીક તેમની નમાઝ શું હોય છે ? બસ, સીટીઓ વગાડે છે અને તાળીઓ પાડે છે. તેથી હવે લો, આ આપત્તિનો સ્વાદ ચાખો, પોતાના તે સત્ય-ઈન્કારના બદલામાં જે તમે કરતા રહ્યા છો.

૩૬. જે લોકોએ સત્યને માનવાનો ઈન્કાર કર્યો છે તેઓ પોતાના ધન અલ્લાહના માર્ગથી રોકવા માટે ખર્ચી રહ્યા છે અને હજુ વધુ ખર્ચ કરતા રહેશે, પરંતુ છેવટે આ જ પ્રયત્નો તેમના માટે પસ્તાવાનું કારણ બનશે. પછી તેઓ પરાજિત થશે, પછી આ કાફિરો (ઇસ્લામ-વિરોધીઓ)ને જહન્નમ (નર્ક) તરફ ઘેરીને લાવવ માં અ.વશે.

૩૭. જેથી અલ્લાહ ગંદકીને સ્વચ્છતાથી જુદી પાડીને અલગ કરે અને દરેક પ્રકારની ગંદકીને મેળવીને એકઠી કરે, પછી આ ઢગલાને જહન્નમ (નર્ક)માં ઝોકી દે. આ જ લોકો અસલી દેવાળિયા છે. (રૂકૂઅ-૪)

૩૮. હે નબી ! આ કાફિરોને કહો કે હજુ પણ અટકી જાય તો જે કંઈ પહેલાં થઈ ચૂક્યું છે તેને માફ કરી દેવામાં આવશે, પરંતુ જો તેઓ તે જ અગાઉના વલણનું પુનરાવર્તન કરશે તો પહેલાં થઈ ગયેલી કોમો સાથે જે કંઈ થઈ ચૂક્યું છે, તેની સૌને ખબર છે.

૩૯-૪૦. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! આ કાફિરો (અધર્મીઓ) સાથે યુદ્ધ કરો, ત્યાં સુધી કે ઉપદ્રવ બાકી ન રહે અને દીન (ધર્મ) સંપૂર્ણપણે અલ્લાહ માટે થઈ જાય. પછી જો તેઓ ઉપદ્રવથી રોકાઈ જાય તો તેમના કર્મોને જોવાવાળો અલ્લાહ છે અને જો તેઓ ન માને તો જાણી લો કે અલ્લાહ તમારો સંરક્ષક છે, અને તે સૌથી સારો સમર્થક અને સહાયક છે.

**૪૧. અને તમને જાણ થાય કે જે કંઈ માલે ગનીમત (યુદ્ધમાં હાથ લાગેલો માલ) તમે પ્રાપ્ત કર્યો છે તેનો પાંચમો હિસ્સો અલ્લાહ અને તેના રસૂલ અને સગાઓ અને અનાથ તથા જરૂરતમંદ લોકો અને મુસાફરો માટે છે. જો તમે ઈમાન લાવ્યા છો અલ્લાહ ઉપર અને તે વસ્તુ ઉપર જે ફેંસલાના દિવસે, એટલે કે બંને સેનાઓની ટક્કરના દિવસે, અમે પોતાના બંદા ઉપર ઉતારી હતી, (તો આ હિસ્સો ખુશીથી ચૂકવો)**

અલ્લાહ દરેક વસ્તુ કરવા ઉપર શક્તિમાન છે.

૪૨. યાદ કરો તે સમય જ્યારે તમે ખીણની આ તરફ હતા અને તેમણે બીજી બાજુ પડાવ નાખ્યો હતો અને કાફલો તમારાથી નીચે (કિનારા)ની તરફ હતો. જો ક્યાંક પહેલાંથી જ તમારા અને તેમના વચ્ચે મુકાબલા અંગે નક્કી થઈ ગયું હોત તો તમે ચોક્કસ તે વખતે પોતાને બચાવી નીકળી જતા, પરંતુ જે કંઈ બન્યું, તે એટલા માટે હતું કે જે વાતનો ફેંસલો અલ્લાહ કરી ચૂક્યો હતો તેને પ્રગટ કરે, જેથી જેને વિનષ્ટ થવાનું છે તે સ્પષ્ટ પ્રમાણ સાથે વિનષ્ટ થાય અને જેને જીવંત રહેવાનું છે તે સ્પષ્ટ પ્રમાણ સાથે જીવંત રહે. નિઃશંક અલ્લાહ સાંભળનાર અને જાણનાર છે.

૪૩. અને યાદ કરો તે સમય જ્યારે હે નબી ! અલ્લાહ તેમને તમારા સ્વપ્નમાં થોડા દેખાડી રહ્યો હતો. જો ક્યાંક તે તમને તેમની સંખ્યા વધુ દેખાડી દેતો તો ચોક્કસ તમે લોકો હિંમત હારી બેસતા અને યુદ્ધની બાબતમાં ઝઘડવાનું શરૂ કરી દેતા, પરંતુ અલ્લાહે જ આનાથી તમને બચાવ્યા, નિઃશંક તે હૃદયની સ્થિતિ સુદ્ધાં જાણે છે.

૪૪. અને યાદ કરો જ્યારે મુકાબલાના સમયે અલ્લાહે તમારી નજરોમાં શત્રુઓને થોડા દેખાડ્યા અને તેમની નજરોમાં તમને ઓછા કરીને રજૂ કર્યા, જેથી જે વાત બનવાની હતી અલ્લાહ તેને પ્રકાશમાં લઈ આવે, અને છેવટે બધા જ મામલાઓ અલ્લાહ સમક્ષ રજૂ થાય છે. (રુકૂઅ-૫)

૪૫. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જ્યારે તમારે કોઈ જૂથનો મુકાબલો થાય તો અડગ રહો અને અલ્લાહને પુષ્કળ પ્રમાણમાં યાદ કરો, આશા છે કે તમને સફળતા પ્રાપ્ત થશે.

૪૬. અને અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરો અને પરસ્પર ઝઘડો નહીં, નહીં તો તમારા અંદર કમજોરી આવી જશે અને તમારી હવા ઉખડી જશે. સબ્ર (ધૈર્ય)થી કામ લો, નિઃશંક અલ્લાહ ધૈર્યવાન લોકોના સાથે છે

૪૭. અને તે લોકોની જેવા રંગ-ઢંગ ન અપનાવો જેઓ પોતાના ઘરોમાંથી બડાઈ મારતા અને લોકોને પોતાની શાન દેખાડતા નીકળ્યા અને જેમનું વર્તન એ છે કે અલ્લાહના માર્ગથી રોકે છે, જે કંઈ તેઓ કરી રહ્યા છે, તે અલ્લાહની પકડની બહાર નથી.

૪૮. જરા વિચાર કરો તે સમયનો જ્યારે શેતાને આ લોકોના કરતૂકો તેમની નજરોમાં આકર્ષક બનાવી દેખાડ્યા હતા અને તેમને કહ્યું હતું કે આજે



તમારા ઉપર કોઈ વિજયી થઈ શકતું નથી અને એ કે હું તમારા સાથે છું. પરંતુ જ્યારે બંને ટુકડીઓ સામસામે આવી તો તે ઊંધા પગે પાછો ફરી ગયો અને કહેવા લાગ્યો કે મારો-તમારો સંગાથ નથી. હું તે બધું જોઈ રહ્યો છું જે તમે નથી જોતા, મને અલ્લાહનો ડર લાગે છે અને અલ્લાહ ઘણી આકરી સજા આપનાર છે. (રુકૂઅ-૬)

૪૯. જ્યારે કે મુનાફિકો (દંભીઓ) અને તે સૌ લોકો જેમના હૃદયમાં રોગ લાગેલો છે, કહી રહ્યા હતા કે આ લોકોને તો તેમના દીને (ધર્મએ) પાગલ કરી દીધા છે, જો કે કોઈ અલ્લાહ ઉપર ભરોસો કરે તો બેશક અલ્લાહ ખૂબ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૫૦-૫૧. કદાચ, તમે તે સ્થિતિ જોઈ શક્યા હોત જ્યારે ફરિશ્તાઓ કતલ થયેલા કાફિરો (વિરોધીઓ)ના પ્રાણ ખેંચી કાઢી રહ્યા હતા. તેઓ તેમનાં મોઢાં અને કૂલાઓ ઉપર પ્રહાર કર્યે જતા હતા અને કહેતા જતા હતા, ''લો હવે બળવાની સજા ભોગવો, આ તે બદલો છે જેનો સામાન તમારા પોતાના હાથોએ અગાઉથી તૈયાર રાખ્યો હતો, નહીં તો અલ્લાહ તો પોતાના બંદાઓ ઉપર અત્યાચાર કરનાર નથી.''

૫૨. આ મામલો તેમના સાથે એવી જ રીતે બન્યો જેવી રીતે ફિરઔનવાળાઓ અને તેમનાથી પહેલાં બીજા લોકો સાથે થતો રહ્યો છે કે તેમણે અલ્લાહની આયતો (નિશાનીઓ)ને માનવાથી ઇન્કાર કર્યો અને અલ્લાહે તેમના ગુનાઓ માટે તેમને પકડ્યા. અલ્લાહ અત્યંત શક્તિશાળી છે અને સખત સજા આપનાર છે.

૫૩. આ અલ્લાહના એ નિયમાનુસાર થયું કે તે કોઈ નેઅ્મત (કૃપા)ને, જે તેણે કોઈ કોમને પ્રદાન કરી હોય, તે સમય સુધી નથી બદલતો જ્યાં સુધી તે કોમ પોતે પોતાના વર્તનને નથી બદલી નાખતી. અલ્લાહ બધું જ સાંભળનાર અને જાણનાર છે.

૫૪. ફિરઔનવાળાઓ અને તેમના પહેલાંની કોમો સાથે જે કંઈ બન્યું, તે આ જ નિયમ મુજબ હતું. તેમણે પોતાના રબની આયતોને ખોટી ઠેરવી, ત્યારે અમે તેમના ગુનાઓના બદલામાં તેમને નષ્ટ કર્યા અને ફિરઔનવાળાઓને ગરકાવ કરી દીધા, આ સૌ અત્યાચારી લોકો હતા.

૫૫. નિઃસંદેહ અલ્લાહના સમીપ ધરતી ઉપર ચાલતા પ્રાણીઓમાં સૌથી ખરાબ તે લોકો છે જેમણે સત્યને માનવાનો ઇન્કાર કરી દીધો, પછી કોઈ રીતે તેઓ તેને સ્વીકારવા તૈયાર નથી.

૫૬. (ખાસ કરીને) તેમના પૈકી તે લોકો જેમના સાથે તેં સંધિ કરી, પછી તેઓ દરેક પ્રસંગે તેને તોડે છે અને અલ્લાહથી સહેજ પણ ડરતા નથી.

૫૭. પછી જો આ લોકો તમને યુદ્ધમાં મળી જાય તો તેમની એવી ખબર લો કે તેમના પછી બીજા જે લોકો આવું વલણ અપનાવવાના હોય, તેમના હોશકોશ ઊડી જાય. આશા છે કે સંધિભંગ કરનારાઓના આ અંજામથી તેઓ પાઠ ગ્રહણ કરશે.

૫૮. અને જો ક્યારેય તમને *કોઈ કોમ તરફથી વિશ્વાસઘાતનો ભય હોય તો* તેની સંધિને જાહેરમાં તેના આગળ ફેંકી દો, નિઃશંક અલ્લાહ વિશ્વાસઘાતીઓને પસંદ કરતો નથી. (રુકૂઅ-૭)

૫૯. સત્યનો ઈન્કાર કરનારાઓ એવી ગેરસમજમાં ન રહે કે તેઓ બાજી લઈ ગયા, નિઃશંક તેઓ અમને હરાવી શકતા નથી.

૬૦. અને તમે લોકો, જ્યાં સુધી તમારાથી બની શકે, વધુમાં વધુ શક્તિ અને પલાણેલા ઘોડા તેમના મુકાબલા માટે તૈયાર રાખો, જેથી તેના વડે અલ્લાહના અને પોતાના દુશ્મનોને અને તે બીજા દુશ્મનોને ભયભીત કરી દો જેમને તમે નથી જાણતા, પણ અલ્લાહ જાણે છે. અલ્લાહના માર્ગમાં તમે જે કંઈ ખર્ચ કરશો તેનો પૂરેપૂરો બદલો તમારા તરફ વાળવામાં આવશે અને તમારા સાથે કદાપિ અન્યાય નહીં થાય.

૬૧. અને હે નબી ! જો દુશ્મનો સુલેહ-શાંતિ ચાહતા હોય તો તમે પણ તેના માટે તૈયારી દાખવો અને અલ્લાહ ઉપર ભરોસો કરો. નિઃશંક, એ જ બધું સાંભળનાર અને જાણનાર છે.

૬૨-૬૩. અને જો તેઓ દગાની દાનત રાખતા હોય તો તમારા માટે અલ્લાહ પૂરતો છે. તે જ તો છે જેણે પોતાની સહાયતા વડે અને ઈમાનવાળાઓ દ્વારા તમારી મદદ કરી અને ઈમાનવાળાઓના હૃદય એક-બીજા સાથે જોડી દીધા. તમે સમગ્ર ધરતીનું ધન પણ જો ખર્ચી નાખતા તો આ લોકોના હૃદય એક-બીજા સાથે જોડી શકતા ન હતા, પરંતુ તે અલ્લાહ છે જેણે આ લોકોના હૃદય જોડી દીધા, નિશ્ચિત રૂપે તે ખૂબ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૬૪. હે નબી ! તમારા માટે અને તમારા અનુયાયી ઈમાનવાળાઓ માટે તો માત્ર અલ્લાહ જ પૂરતો છે. (રુકૂઅ-૮)



૬૫. હે નબી ! ઈમાનવાળાઓને યુદ્ધ માટે પ્રોત્સાહન આપો, જો તમારામાંથી વીસ વ્યક્તિઓ ધૈર્યવાન હોય તો તેઓ બસો ઉપર વિજયી થશે અને જો એકસો વ્યક્તિઓ એવી હોય તો સત્યના ઈન્કાર કરનારાઓમાંની હજાર વ્યક્તિઓ ઉપર ભારે રહેશે, કેમ કે તે એવા લોકો છે જેઓ સમજ ધરાવતા નથી.

૬૬. સારૂં, હવે અલ્લાહે તમારો બોજ હળવો કર્યો અને તેને જણાયું કે હજુ *તમારામાં કમજોરી છે, તો જો તમારામાંથી એકસો વ્યક્તિઓ ધૈર્યવાન* હોય તો તેઓ બસો ઉપર અને હજાર વ્યક્તિઓ એવી હોય તો બે હજાર ઉપર અલ્લાહના હુકમથી વિજય મેળવશે, અને અલ્લાહ તે લોકોના સાથે છે જેઓ ધૈર્યવાન છે.

૬૭. કોઈ પયગંબર માટે એ ઉચિત નથી કે તેના પાસે કેદીઓ હોય જ્યાં સુધી તે ધરતી ઉપર દુશ્મનોને સારી રીતે કચડી ન નાખે. તમે લોકો દુનિયાના ફાયદાઓ ચાહો છો, જો કે અલ્લાહની નજર સમક્ષ તો આખિરત (પરલોક) છે, અને અલ્લાહ વર્ચસ્વશાળી અને તત્ત્વદર્શી છે.

૬૮. જો અલ્લાહનું લખાણ અગાઉથી ન લખાઈ ગયું હોત તો જે કંઈ તમે લોકોએ લીધું છે તેના બદલામાં તમને મોટી સજા આપવામાં આવતી.

૬૯. તો જે કંઈ માલ તમે મેળવ્યો છે, તે ખાઓ કે તે હલાલ (વૈધ) અને શુદ્ધ છે અને અલ્લાહથી ડરતા રહો.[૨૪] નિઃશંક અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે. (રુકૂઅ ૯)

૭૦. હે નબી ! તમારા કબજામાં જે કેદીઓ છે તેમને કહો કે જો અલ્લાહને ખબર પડી કે તમારા હૃદયોમાં થોડી પણ ભલાઈ છે તો તે તમને તેનાથી ઘણું વધારે આપશે જે તમારા પાસેથી લઈ લેવામાં આવ્યું છે, અને તમારી ભૂલો માફ કરશે. અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે.

૭૧. પરંતુ જો તેઓ તારા સાથે વિશ્વાસઘાત કરવાનો ઈરાદો રાખતા હોય તો તેઓ આ પહેલાં અલ્લાહ સાથે વિશ્વાસઘાત કરી ચૂક્યા છે, તેથી તેની જ સજા અલ્લાહે તેમને આપી કે તેઓ તારા કાબૂમાં આવી ગયા. અલ્લાહ સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે.

૭૨. જે લોકોએ ઈમાન કબૂલ કર્યું અને હિજરત કરી અને અલ્લાહના માર્ગમાં પોતાની જાનની બાજી લગાવી અને પોતાના ધન ખર્ચ્યા, અને જે

લોકોએ હિજરતીઓને આશ્રય આપ્યો અને તેમની મદદ કરી, તેઓ જ હકીકતમાં એક-બીજાના સંરક્ષક-મિત્રો છે. રહ્યા તે લોકો જેઓ ઈમાન તો લઈ આવ્યા પરંતુ હિજરત કરીને (દારૂલ ઇસ્લામ અર્થાત્ ઇસ્લામી રાજ્યમાં) આવી ગયા નથી તો તેમના સાથે તમારો વિલાયત (સંરક્ષણ)નો કોઈ સંબંધ નથી, જ્યાં સુધી તેઓ હિજરત કરીને આવી ન જાય. હા, જો તેઓ દીન (ધર્મ)ના મામલામાં તમારાથી મદદ માગે તો તેમની મદદ કરવી તમારા ઉપર અનિવાર્ય છે, પરંતુ કોઈ એવી કોમ વિરૂદ્ધ નહીં જેના સાથે તમારો કરાર થયેલો હોય. જે કંઈ તમે કરો છો અલ્લાહ તેને જુએ છે.

૭૩. જે લોકો સત્યનો ઇન્કાર કરનારા છે, તેઓ એક-બીજાનું સમર્થન કરે છે. જો તમે આમ નહીં કરો તો ધરતી ઉપર ઉપદ્રવ અને ભારે અરાજકતા પેદા થશે.

૭૪-૭૫. જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે અલ્લાહના માર્ગમાં ઘરબાર છોડ્યા અને સંઘર્ષ (જિહાદ) કર્યો અને જેમણે આશ્રય આપ્યો અને મદદ કરી, તેઓ જ સાચા ઈમાનવાળા છે. તેમના માટે ભૂલોની ક્ષમા છે અને શ્રેષ્ઠ રોજી છે, અને જે લોકો પાછળથી ઈમાન લાવ્યા અને હિજરત કરીને આવી ગયા અને તમારા સાથે મળીને સંઘર્ષ અને યથાશક્તિ પ્રયાસ કરવા લાગ્યા, તેઓ પણ તમારામાં જ સામેલ છે, પરંતુ અલ્લાહના ગ્રંથમાં લોહીની સગાઈવાળા એક બીજાના વધુ હક્કદાર છે. નિઃશંક અલ્લાહ દરેક વસ્તુને જાણે છે. (રુકૂઅ-૧૦)



# (૯) અત્-તૌબા

## પરિચય

**નામ :**

**'અત્-તૌબહ' અને 'અલ-બરાઅત' એમ બે નામથી આ સૂરઃ ઓળખાય છે. સૂરઃમાં કેટલાક ઈમાનવાળાઓની ભૂલોને ક્ષમા કરવાનો ઉલ્લેખ છે તે માટે 'તૌબહ' અને શરૂઆતમાં મુશ્રિકો સાથે જવાબદારીમાંથી મુક્તિની ઘોષણા કરવામાં આવી છે તે માટે 'બરાઅત' નામ આપવામાં આવ્યું છે.**

**'બિસ્મિલ્લાહ' ન લખવાનું કારણ :**

સમગ્ર કુર્આનેમજીદમાં આ જ એક માત્ર એવી સૂરઃ છે જેની શરૂઆતમાં 'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ' લખવામાં આવ્યું નથી. પયગંબર (સલ્લ.)એ પોતે આની શરૂઆતમાં 'બિસ્મિલ્લાહ' લખાવી ન હતી.

**ઉતરાણકાળ અને સૂરઃના વિભાગો :**

આ સૂરઃમાં ત્રણ પ્રવચનો છે :

પહેલું પ્રવચન સૂરઃના આરંભથી આયત-૩૭ સુધી છે, જેના ઉતરાણનો સમય હિ.સ. ૦૯માં ઝિલકઅદ અથવા તેની આસપાસનો હોવાની સંભાવના છે. નબી (સલ્લ.) તે વર્ષે હઝરત અબૂબક (રદિ.)ને હાજીઓના પ્રમુખ નિયુક્ત કરીને મક્કા મોકલી ચૂકયા હતા, તત્પશ્ચાત્ આ પ્રવચન ઊતર્યું અને નબી (સલ્લ.)એ તરત જ હઝરત અલી (રદિ.)ને તેમના પાછળ મોકલ્યા જેથી હજ્જ વખતે આરબ પ્રદેશના બધા જ પ્રતિનિધિઓના સંમેલનમાં આને સંભળાવે અને તદનુસાર જે કાર્યપધ્ધતિ નક્કી કરવામાં આવી હતી તેની ઘોષણા કરી દે.

બીજું પ્રવચન આયત-૩૭ થી ૭૨ સુધી ચાલે છે અને હિ.સ. ૦૯ કે તેના થોડા સમય અગાઉ ઊતર્યું, જ્યારે નબી (સલ્લ.) તબૂકના યુદ્ધ માટે તૈયારી કરી રહ્યા હતા. આમાં ઈમાનવાળાઓને 'જિહાદ' માટે ઉત્પ્રેરિત કરવામાં આવ્યા છે અને તે લોકોની કઠોર નિંદા કરવામાં આવી છે, જેઓ દંભ અથવા ઈમાનની કમજોરી કે આળસના કારણે અલ્લાહના માર્ગમાં પ્રાણ અને ધનનુ નુકસાન સહન કરવાથી બચવાની કોશિશ કરી રહ્યા હતા.

ત્રીજું પ્રવચન આયત-૭૩થી શરૂ થઈ સૂરઃના અંત ઉપર સમાપ્ત થાય છે અને આ તબૂકના યુદ્ધથી પાછા ફર્યા બાદ ઊતર્યું. આમાં દંભીઓના દુષ્કૃત્યો અંગે ચેતવણી, તબૂકના યુદ્ધમાં સામેલ ન થનારાઓને ધમકી અને તે સાચા ઈમાનવાળાઓની ટીકા સાથે ક્ષમાની ઘોષણા છે, જેઓ પોતાના ઈમાનમાં તો સાચા હતા, પરંતુ અલ્લાહના માર્ગમાં 'જિહાદ'થી દૂર રહ્યા હતા.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ :**

જે ઘટનાક્રમનો વિષયો સાથે સંબંધ છે તેનો આરંભ હુદૈબિયહની

સંધિથી થાય છે. 'હુદૈબિયહ' સુધી એક તૃતિયાંશ ભાગમાં ઈસ્લામ એક સંગઠિત સમાજનો ધર્મ, એક સ્વયં-સંપૂર્ણ અને એક પરિપૂર્ણ અધિકારયુક્ત રાજ્ય બની ગયો હતો. હુદૈબિયહની સંધિ પછી આ દીનને એ તક પણ પ્રાપ્ત થઈ કે પોતાની અસરો વધુ સુખ-શાંતિના વાતાવરણમાં ચારે દિશામાં ફેલાવી શકે.

**આરબ પ્રદેશ ઉપર આધિપત્ય :**

હુદૈબિયહ પછી પ્રચાર-પ્રસાર અને સંગઠન-શક્તિ સુદૃઢ કરવાના જે પગલાં લેવામાં આવ્યા, તેના કારણે બે વર્ષમાં જ ઈસ્લામનો પ્રભાવ મોટા વિસ્તારમાં પ્રસરી ગયો અને આ શક્તિ એવી જબરજસ્ત બની ગઈ કે જૂની અજ્ઞાનતા તેના સામે વિવશ બની ગઈ. છેવટે જ્યારે કુરૈશના વધુ જુસ્સાવાળા લોકો ધૈર્ય રાખી શકયા નહીં અને તેમણે હુદૈબિયહની સંધિનો ભંગ કરી નાખ્યો. તેઓ આ બંધનમાંથી મુક્ત થઈને ઈસ્લામ સાથે છેવટની નિર્ણાયક ટક્કર લેવા માગતા હતા, પરંતુ નબી (સલ્લ.)એ તેમના આ કરારભંગ પછી તેમને સ્થિર થવાની કોઈ તક ન આપી અને એકાએક મક્કા ઉપર હુમલો કરીને હિ.સ. ૦૮ના રમઝાનમાં તેના ઉપર વિજય મેળવી લીધો. આ પછી અજ્ઞાનતાના ઉપાસક કબીલાઓએ પોતાની સમગ્ર અંતિમ તાકાત હુનૈનના મેદાનમાં ઠાલવી દીધી, જેથી તે સુધારક ક્રાંતિને અટકાવે જે મક્કાના વિજય પછી પરિપૂર્ણતાના તબક્કે પહોંચી ચૂકી હતી. પરંતુ એમાં પણ પરાજય થયો અને તે સાથે જ આરબ પ્રદેશના ભાગ્યનો નિર્ણય થઈ ગયો કે તેણે હવે ઈસ્લામી રાજ્ય બનીને જ રહેવાનું છે. આ પછી મોટો વિસ્તાર ઈસ્લામી ક્ષેત્રમાં સામેલ થઈ ગયો.

**તબૂકનું યુદ્ધ :**

રોમના સામ્રાજય સાથે સંઘર્ષની શરૂઆત મક્કા વિજય પહેલાં થઈ ચૂકી હતી. નબી (સલ્લ.)એ હુદૈબિયહ પછી ઈસ્લામના પ્રસાર માટે જે પ્રતિનિધિ મંડળો આરબ પ્રદેશના જુદા-જુદા ભાગોમાં મોકલ્યા હતા તેમાંથી એક ઉત્તર તરફ સીરિયાની સરહદ નજીક આવેલા કબીલાઓ પાસે પણ ગયું હતું. આ લોકોમાંથી ઘણાંખરા ખ્રિસ્તીઓ હતા અને રોમન સામ્રાજયના તાબે હતા. આ લોકોએ ઝાતુત્લહ (કે ઝાત અત્લહ) નામની જગ્યાએ આ પ્રતિનિધિ મંડળના ૧૫ સભ્યોને મારી નાખ્યા. આ જ ગાળામાં નબી (સલ્લ.)એ બસરાના સરદાર શુરહબીલ બિન અમ્રના નામે પણ ઈસ્લામના આમંત્રણનો સંદેશો મોકલ્યો હતો પરંતુ તેણે આપ (સલ્લ.)ના એલચી હારિસ બિન ઉમૈરને કતલ કરી દીધો. આ સરદાર પણ ખ્રિસ્તી હતો અને રોમન કૈસરના આધિન હતો. આ કારણોના લીધે નબી (સલ્લ.)એ જમાદિલ અવ્વલ, ૮ હિ.માં ૩૦૦૦ મુજાહિદોનું લશ્કર સીરિયાની સરહદે મોકલ્યું જેથી ભવિષ્યમાં આ વિસ્તાર મુસલમાનો માટે સલામત બની જાય. આ નાનકડું લશ્કર આગળ વધતું ગયું અને મૂ'તા નામની જગ્યાએ શુરહબીલની એક લાખની સેના સાથે ટકરાયું. સમગ્ર આરબ પ્રદેશ અને મધ્ય-



પૂર્વના તમામ દેશો આ જોઈને દંગ રહી ગયા કે ૧:૩૩ના પ્રમાણના આ યુદ્ધમાં પણ શત્રુઓ મુસલમાનોને હરાવી ન શકયા. આ જ વસ્તુ હતી જેણે સીરિયા અને તેના આસાપાસ રહેતા અર્ધ-સ્વતંત્ર આરબ કબીલાઓને, બલ્કે ઈરાક પાસે રહેતા નજદી કબીલાઓને પણ, જે કૈસરના તાબા હેઠળ હતા, ઈસ્લામ તરફ આકર્ષ્યા અને તેઓએ હજારોની સંખ્યામાં ઈસ્લામ અંગીકાર કરી લીધો.

બીજા જ વર્ષે કૈસરે મુસલમાનોને મૂ'તાની લડાઈની સજા આપવા સીરિયાની સરહદે સૈનિક તૈયારીઓ આરંભી દીધી. નબી (સલ્લ.) અજાણ ન હતા. આપ (સલ્લ.) હંમેશાં દરેક *નાની વાતથી પણ માહિતગાર રહેતા હતા* જેની ઈસ્લામી આંદોલન ઉપર કોઈ પણ હકારાત્મક કે નકારાત્મક અસર થતી હોય. આપ (સલ્લ.)એ આ તૈયારીઓનો અર્થ તરત જ સમજી લીધો અને રાહ જોયા વિના કૈસરની મોટી તાકાત સામે ટકરાવાનો નિર્ણય કરી લીધો.

રજ્જબ, હિ. ૦૯માં પયગંબર (સલ્લ.) ૩૦૦૦૦ મુજાહિદો સાથે સીરિયા તરફ રવાના થયા, જેમાં ૧૦૦૦૦ પાસે સવારીના સાધન હતા. ઊંટ એટલા હતા કે એકથી વધુ માણસો વારાફરથી સવાર થતા હતા, પાણીની તંગી અને સખત ગરમી પણ હતી. તબૂક પહોંચીને આ ઈસ્લામી સૈન્યને જાણ થઈ કે કૈસર અને તેના તાબાના લોકોએ મુકાબલો કરવાને બદલે પોતાના લશ્કરો સરહદેથી ખસેડી લીધા છે અને હવે લડવા માટે કોઈ દુશ્મન ત્યાં મોજૂદ નથી.

કૈસર દ્વારા આમ મેદાન છોડી જવાથી જે નૈતિક વિજય મળ્યો તેને નબી (સલ્લ.)એ આ તબક્કે પૂરતો સમજ્યો અને તબૂકથી આગળ વધી સીરિયામાં પ્રવેશવાને બદલે એ વાતને પસંદગી આપી કે આ વિજય દ્વારા શક્ય એટલા રાજકીય અને લશ્કરી લાભો મેળવી લે. આથી આપ (સલ્લ.)એ તબૂકમાં ૨૦ દિવસ રોકાઈને રોમન સામ્રાજય અને ઈસ્લામી રાજ્ય વચ્ચે આવેલા રોમન સામ્રાજયના ઘણાં નાના-નાના રાજયોને લશ્કરી દબાણ દ્વારા ઈસ્લામી રાજયના આધીન કરી લીધા. તેમાંના ઘણાંખરા રોમનોના મુકાબલામાં મુસલમાનોના સહાયક બની ગયા. આમ, રોમન સામ્રાજ્ય સાથે લાંબા સંઘર્ષ વિના ઈસ્લામને આરબ પ્રદેશ ઉપર પોતાની પકડ મજબૂત કરવાની પૂરતી તક મળી ગઈ.

**સમસ્યાઓ અને ચર્ચાના વિષયો :**

આ પશ્ચાદ્‌ભૂમિથી સરળતાથી તે મુખ્ય સમસ્યાઓને સમજી શકીએ છીએ જે તે વખતે હતી અને જે અંગે સૂરઃ તૌબામાં ચર્ચા કરવામાં આવી છે.

(૧) જ્યારે કે આરબ પ્રદેશોનો વહીવટ સંપૂર્ણપણે ઈમાનવાળાઓના હાથમાં આવી ગયો હતો, ત્યારે તે નીતિ સ્પષ્ટપણે સામે આવી જવી જોઈતી હતી જે આરબ પ્રદેશને સંપૂર્ણપણે 'દારૂલ ઈસ્લામ' બનાવવા માટે અપનાવવી જરૂરી હતી. એક તો આરબ પ્રદેશમાંથી અનેકેશ્વરવાદને સંપૂર્ણપણે વિનષ્ટ કરી દેવામાં આવે જેથી ઈસ્લામનું કેન્દ્ર હંમેશ માટે શુદ્ધ ઈસ્લામી કેન્દ્ર બની રહે અને

કોઈ બાહ્ય તત્ત્વો એની ઈસ્લામી પ્રકૃતિમાં ખલેલ ન નાખી શકે. આ જ ઉદ્દેશ્યથી મુશ્રિકો (બહુદેવવાદીઓ) સાથેની સંધિથી મુક્તિ અને સુલેહ-કરારોના અંતનું એલાન કરવામાં આવ્યું. બીજું, કા'બાની દેખરેખ પણ એક ઈશ્વરના અનુયાયીઓના જ કબજામાં રહેવી જોઈએ અને અલ્લાહના ઘરની સીમાઓમાં શિર્ક અને અજ્ઞાનતાના રિવાજો બંધ કરી દેવામાં આવે અને મુશ્રિકો હવે આ ઘરના સમીપ પણ ન આવે તેવો આદેશ આપવામાં આવ્યો. ત્રીજું, આરબ પ્રદેશના સાંસ્કૃતિક જીવનમાં અજ્ઞાનતાકાળના રિવાજોના જે અવશેષો હજુ જોવા મળતા હતા, તેને નાબૂદ કરવા માટે ધ્યાન દોરવામાં આવ્યું.

(૨) આરબ પ્રદેશોમાં ઈસ્લામનું મિશન પૂર્ણતાએ પહોંચી ગયા પછી આરબ પ્રદેશની બહાર સત્ય-દીનનું પ્રભાવ-ક્ષેત્ર વ્યાપક બનાવવાનો બીજો મહત્ત્વનો તબક્કો હતો. આથી મુસલમાનોને આદેશ આપવામાં આવ્યો કે આરબ પ્રદેશની બહાર જે લોકો સત્ય-ધર્મના અનુયાયીઓ નથી તેમના સાર્વભૌમત્વને તલવારના જોરે સમાપ્ત કરી દો, એટલે સુધી કે તેઓ ઈસ્લામી સત્તા હેઠળ આધીન બનીને રહેવા રાજી થઈ જાય. સત્ય-ધર્મ ઉપર ઈમાન લાવવાના સંબંધે એમની મરજીની વાત છે કે ચાહે ઈમાન લાવે કે ન લાવે, પરંતુ તેમને એ હક્ક નથી કે અલ્લાહની ધરતી ઉપર પોતાનો હુકમ ચલાવે.

(૩) ત્રીજો મહત્ત્વનો પશ્ન દંભીઓનો હતો, જેમના સાથે અત્યાર સુધી સમયાનુરૂપ આંખ આડા કાન અને દરગુજરનો વ્યવહાર કરવામાં આવતો હતો. હવે આદેશ આપવામાં આવ્યો કે હવેથી તેમના સાથે નરમાશ દાખવવામાં ન આવે અને સત્યનો ખુલ્લંખુલ્લા ઈન્કાર કરનારાઓ સાથે કરવામાં આવે છે તેવો કઠોર વ્યવહાર સત્યના આ છૂપા ઈન્કાર કરનારાઓ સાથે કરવામાં આવે.

(૪) સાચા મોમિનોમાં હજુ સુધી નિર્ધારની જે થોડીઘણી નબળાઈ દેખાતી હતી તેનો ઈલાજ કરવો જરૂરી હતો, કેમ કે ઈસ્લામ વિશ્વવ્યાપી સંઘર્ષના તબક્કામાં દાખલ થવાનું હતું અને આ તબક્કામાં જયારે એકલા મુસ્લિમ આરબોએ સમગ્ર બિનમુસ્લિમ દુનિયા સાથે ટક્કર લેવાની હતી, ત્યારે ઈમાનની નબળાઈ ઈસ્લામી સમાજ માટે ભયજનક હતી. આથી જે લોકોએ તબૂકના બનાવ વખતે આળસ અને નબળાઈ દાખવી હતી તેમની કડકપણે ટીકા કરવામાં આવી અને ભવિષ્ય માટે સંપૂર્ણ સ્પષ્ટતા સાથે આ વાત સાફ કરી દેવામાંઆવી કે અલ્લાહના સંદેશની બુલંદી માટે મહેનત તથા કુફ્ર અને ઈસ્લામ વચ્ચે સંઘર્ષ એ જ સાચી કસોટી છે જેના ઉપર ઈમાનના દાવાને ચકાસવામા આવશે. જે આ સંઘર્ષમા ઈસ્લામ માટે જાન-માલથી લડવાથી તથા સમય-શક્તિ ખર્ચવાથી બચવા પ્રયત્ન કરશે તેનું ઈમાન જ વિશ્વસનીય નહીં હોય.

આ બાબતોને દૃષ્ટિ સમક્ષ રાખી સૂરઃ તૌબાનો અભ્યાસ કરવામાં આવે તો તેના તમામ વિષયો સહેલાઈથી સમજી શકાય છે.



# (૯) સૂરઃ અત્-તૌબા

**(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧૬ • આયતો : ૧૨૯)**

૧. **આ બરાઅત (સંધિની સમાપ્તિ)ની ઘોષણા છે અલ્લાહ અને તેના રસૂલ તરફથી, તે મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) માટે જેમના સાથે તમે સંધિઓ કરી હતી.**

૨. તો તમે લોકો દેશમાં ચાર મહિના વધુ હરી-ફરી લો અને જાણી લો કે તમે અલ્લાહને વિવશ કરી શકવાના નથી, અને એ કે અલ્લાહ સત્યનો ઈન્કાર કરનારાઓને અપમાનિત કરવાનો છે.

૩-૪. જાહેર સૂચના છે અલ્લાહ અને તેના રસૂલ તરફથી હજ્જે અકબર (મોટી હજ્જ)ના દિવસે તમામ લોકો માટે કે અલ્લાહ મુશ્રિકોથી (સંધિના પાલનમાંથી) મુક્ત છે અને તેનો રસૂલ પણ. હવે જો તમે તૌબા (ક્ષમા અને પ્રાયશ્ચિત) કરી લો તો તમારા જ માટે સારૂં છે અને જો મોઢું ફેરવતા હોવ તો બરાબર સમજી લો કે તમે અલ્લાહને વિવશ કરી શકવાના નથી. અને હે નબી ! ઈન્કાર કરનારાઓને સખત સજાની ખુશખબર સંભળાવી દો, તે મુશ્રિકો સિવાય, જેમના સાથે તમે સંધિઓ કરી પછી તેમણે પોતાની સંધિ પાળવામાં તમારા સાથે કોઈ કચાશ ન રાખી અને ન તો તમારા વિરૂદ્ધ કોઈની મદદ કરી, તો આવા લોકોની સાથે તમે પણ સંધિની મુદ્દત સુધી તેનુ પાલન કરો, કારણ કે અલ્લાહ ડર રાખનારા અને સંયમી લોકોને જ પસંદ કરે છે.

૫. પછી હરામ (પ્રતિબંધિત) મહિનાઓ પસાર થઈ જાય તો મુશ્રિકોને કતલ કરો જ્યાં જુઓ અને તેમને પકડો અને ઘેરો અને તેમની ખબર લઈ નાખવા માટે દરેક જગ્યાએ તાકમાં બેસો. **પછી જો તેઓ તૌબા કરી લે અને નમાંઝ કાયમ કરે અને ઝકાત આપે તો તેમને છોડી દો. અલ્લાહ માફ કરનાર અને દયાળુ છે.**

૬. **અને જે મુશ્રિકોમાંથી કોઈ શરણ માગીને તમારા પાસે આવવા ઈચ્છે (જેથી અલ્લાહની વાણી સાંભળે) તો તેને શરણ આપી દો, ત્યાં સુધી કે તે અલ્લાહની વાણી સાંભળી લે. પછી તેને તેના સલામત સ્થળ**

સુધી પહોંચાડી દો. આ એટલા માટે કરવું જોઈએ કે આ લોકો જ્ઞાન ધરાવતા નથી. (રુકૂઅ-૧)

૭. આ મુશ્રિકો માટે અલ્લાહ અને તેના રસૂલના નજીક કોઈ સંધિ કેવી રીતે સંભવી શકે છે ?— સિવાય તે લોકોના જેમના સાથે તમે મસ્જિદે હરામ (કા'બા)ના પાસે સંધિ કરી હતી, તો જ્યાં સુધી તેઓ તમારા સાથે સીધા રહે, તમે પણ તેમના સાથે સીધા રહો, કારણ કે અલ્લાહ ડર રાખનારા અને સંયમી લોકોને પસંદ કરે છે —

૮. પરંતુ તેમના સિવાય બીજા મુશ્રિકો સાથે કોઈ સંધિ કેવી રીતે હોઈ શકે છે જ્યારે કે તેમની હાલત એ છે કે તમારા ઉપર કાબૂ મેળવી લે તો ન તમારા મામલામાં કોઈ સગપણનું ધ્યાન રાખે, ન કોઈ સંધિની જવાબદારીનું ? તેઓ તેમની જબાનોથી તમને ખુશ કરવા માટે પ્રયત્ન કરે છે, પરંતુ તેમના હૃદય ઇન્કાર કરે છે અને તેમના પૈકી ઘણાંખરા અવજ્ઞાકારી છે.

૯. તેમણે અલ્લાહની આયતોના બદલામાં થોડી કિંમત સ્વીકારી લીધી પછી અલ્લાહના માર્ગમાં અવરોધ બનીને ઊભા થઈ ગયા. ખૂબ જ ખરાબ કરતૂકો હતા જે તેઓ કરતા રહ્યા.

૧૦. કોઈ પણ મોમિન (ઈમાનવાળા)ના મામલામાં આ લોકો ન સગપણની પરવા કરે છે અને ન કોઈ સંધિની જવાબદારીની, અને અતિરેક હંમેશાં તેમના તરફથી જ થયો છે.

૧૧. તો જો આ લોકો તૌબા કરી લે અને નમાઝ કાયમ કરે અને ઝકાત આપે તો તમારા દીની-ભાઈ છે, અને જાણવાવાળા લોકો માટે અમે અમારા આદેશો સ્પષ્ટ કરી દઈએ છીએ..

૧૨. અને જો સંધિ કર્યા પછી ફરી આ લોકો પોતાની પ્રતિજ્ઞાઓનો ભંગ કરે અને તમારા દીન (ધર્મ) ઉપર હુમલા કરવાનું શરૂ કરી દે તો કુફ્ર (અધર્મ)ના ધ્વજવાહકો સાથે લડો, કેમ કે તેમની પ્રતિજ્ઞાઓનો કોઈ ભરોસો નથી. કદાચ (પછી તલવારના જોરે જ) તેઓ આમ કરતા અટકશે.

૧૩. શું તમે નહીં લડો તમે એવા લોકોથી જેઓ પોતાની સંધિઓનો ભંગ કરતા રહ્યા છે અને જેમણે રસૂલને દેશમાંથી કાઢી મૂકવાનો નિર્ધાર કર્યો હતો અને અતિરેકની શરૂઆત કરનારા તેઓ જ હતા ? શું તમે તેમનાથી ડરો છો ? જો તમે મોમિન છો તો અલ્લાહ તેનો વધુ હકદાર છે કે તમે તેનાથી ડરો.



૧૪-૧૫. તેમની સાથે લડો, અલ્લાહ તમારા હાથે તેમને સજા અપાવશે અને તેમને અપમાનિત કરશે અને તેમના મુકાબલામાં તમારી મદદ કરશે અને ઘણાં ઈમાનવાળાના હૃદયોને ઠંડા કરશે અને તેમના હૃદયોની બળતરા મટાડી દેશે, અને જેને ઇચ્છશે તૌબા કરવા માટે પ્રેરણા પણ આપશે. અલ્લાહ બધું જ જાણનાર અને તત્ત્વદર્શી છે.

૧૬. શું તમે લોકોએ એમ સમજી લીધું છે કે આમ જ છોડી દેવામાં આવશો, જો કે હજુ અલ્લાહે એ તો જોયું જ નથી કે તમારામાંથી કોણ તે લોકો છે, જેમણે (તેના માર્ગમાં) જાન લડાવી દીધી અને અલ્લાહ અને રસૂલ અને ઈમાનવાળાઓ સિવાય કોઈને ઘનિષ્ઠ મિત્ર ન બનાવ્યા, જે કંઈ તમે કરો છો અલ્લાહ તેની ખબર રાખે છે. (રુકૂઅ-૨)

૧૭. મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)નું આ કામ નથી કે તેઓ અલ્લાહની મસ્જિદોના મુજાવર (સંરક્ષક) અને સેવક બને જો કે પોતાના ઉપર તેઓ સ્વયં કુફ્ર (ઇન્કાર)ની સાક્ષી આપી રહ્યા છે. તેમનું તો બધું જ કર્યું-કરાવ્યું વ્યર્થ થઈ ગયું અને જહન્નમમાં તેમને હંમેશાં રહેવાનું છે.

૧૮. અલ્લાહની મસ્જિદોને આબાદ કરનાર (મુજાવર અને સેવક) તો તે જ લોકો હોઈ શકે છે જેઓ અલ્લાહ અને આખિરતના દિવસને માને અને નમાઝ કાયમ કરે, ઝકાત આપે અને અલ્લાહ સિવાય કોઈથી ન ડરે. તેમનાથી જ એ આશા છે કે સીધા માર્ગ ઉપર ચાલશે.

૧૯. શું તમે હાજીઓને પાણી પીવડાવવા અને મસ્જિદે હરામ (કા'બા)ની મુજાવરી કરવાના કામને તે વ્યકિતના કામ બરાબર ઠેરવી લીધું છે જે ઈમાન લાવી અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર અને જેણે જાન લડાવીને સંઘર્ષ કર્યો અલ્લાહના માર્ગમાં ?

૨૦. અલ્લાહના નજીક તો આ બંને સમાન નથી અને અલ્લાહ જાલિમોનું માર્ગદર્શન કરતો નથી. અલ્લાહને ત્યાં તો તે જ લોકોનો દરજ્જો ઊંચો છે જેઓ ઈમાન લાવ્યા અને જેમણે તેના માર્ગમાં ઘરબાર છોડ્યા અને જાન અને માલથી જિહાદ (સંઘર્ષ) કર્યો, તેઓ જ સફળ છે.

૨૧. તેમનો રબ તેમને પોતાની કૃપા અને પ્રસન્નતા અને એવી જન્નતોની ખુશખબર આપે છે જ્યાં તેમના માટે સ્થાયી સુખ-સુવિધાઓ છે.

૨૨. તેમાં તેઓ હંમેશાં રહેશે. નિઃશંક અલ્લાહ પાસે સેવાઓનું વળતર આપવા માટે ઘણું છે.

૨૩. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! પોતાના પિતાઓ અને ભાઈઓને પણ પોતાના મિત્ર (સાથી) ન બનાવો જો તેઓ ઈમાન ઉપર કુફ્રને પ્રાથમિક્તા આપે. તમારા પૈકી જે લોકો તેમને મિત્ર બનાવશે, તેઓ જ જાલિમ હશે.

૨૪. હે નબી ! કહી દો કે જો તમારા પિતાઓ અને તમારા પુત્રો, અને તમારા ભાઈઓ, અને તમારી પત્નીઓ, અને તમારા સગા-સંબંધીઓ, અને તમારા તે ધન-દોલત જે તમે કમાવ્યા છે, અને તમારા તે વેપાર-ધંધા જેના મંદ પડી જવાનો તમને ભય છે, અને તમારા તે ઘર જે તમને પસંદ છે, તમને અલ્લાહ અને તેના રસૂલ અને તેની રાહમાં જિહાદ (સંઘર્ષ) થી વધુ પ્રિય છે તો રાહ જુઓ જ્યાં સુધી અલ્લાહ પોતાનો નિર્ણય તમારા સામે લઈ આવે, અને અલ્લાહ અવજ્ઞાકારીઓનું માર્ગદર્શન નથી કરતો. (રુકૂઅ-૩)

૨૫. અલ્લાહ આ અગાઉ અનેક પ્રસંગોએ તમારી મદદ કરી ચૂક્યો છે. હમણાં જ હુનૈનના યુદ્ધના દિવસે (તેની મદદની શાન તમે નિહાળી ચૂક્યા છો), તે દિવસે તમને તમારા અધિક સંખ્યા-બળનું ઘમંડ હતું. પરંતુ તે તમારા કોઈ કામ ન આવ્યું અને ધરતી પોતાની વિશાળતા છતાં તમારા માટે તંગ થઈ ગઈ અને તમે પીઠ ફેરવી નાસી છૂટ્યા.

૨૬. પછી અલ્લાહે પોતાની સકીનત (પ્રશાંતિ) પોતાના રસૂલ અને ઈમાનવાળાઓ ઉપર ઉતારી અને તે સેનાઓ ઉતારી જે તમને દેખાતી ન હતી અને સત્યનો ઈન્કાર કરનારાઓને સજા આપી કે આ જ બદલો છે તે લોકો માટે જેઓ સત્યનો ઈન્કાર કરે.

૨૭. પછી (તમે એ પણ જોઈ ચૂક્યા છો કે) આવી રીતે સજા આપ્યા પછી અલ્લાહ જેને ચાહે છે તૌબાની પ્રેરણા પણ પ્રદાન કરે છે, અલ્લાહ ક્ષમા આપનાર અને દયાળુ છે.



૨૮. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! મુશ્રિકો અશુદ્ધ છે, તેથી આ વર્ષ પછી આ લોકો મસ્જિદે હરામના નજીક ફરકવા ન પામે. અને જો તમને ગરીબીનો ભય છે તો અસંભવ નથી કે અલ્લાહ ચાહે તો તમને પોતાની કૃપાથી ધનવાન કરી દે. અલ્લાહ સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે.

૨૯. યુદ્ધ કરો ગ્રંથવાળાઓ પૈકી તે લોકો વિરૂદ્ધ જેઓ અલ્લાહ અને *આખિરતના દિવસ ઉપર ઈમાન નથી લાવતા અને જે કંઈ અલ્લાહ* અને તેના રસૂલે હરામ (અવૈધ) ઠેરવ્યું છે તેને હરામ નથી કરતા અને સત્ય દીન (ધર્મ)ને પોતાનો દીન નથી બનાવતા. (તેમનાથી લડો) ત્યાં સુધી કે તેઓ પોતાના હાથે જિઝયો (રક્ષા-કર) આપે અને આધીન બની રહે. (રુકૂઅ-૪)

૩૦. યહૂદીઓ કહે છે કે ઉઝૈર અલ્લાહનો પુત્ર છે અને ખ્રિસ્તીઓ કહે છે કે મસીહ અલ્લાહનો પુત્ર છે. આ તથ્યહીન વાતો છે જે તેઓ પોતાના મોઢેથી બોલે છે, તે લોકોના દેખાદેખી જેઓ તેમના પહેલાં કુફ્ર (અધર્મ)માં પડેલા હતા. ખુદાની ફિટકાર તેમના ઉપર, આ લોકો ક્યાંથી ધોખો ખાઈ રહ્યા છે ?

૩૧. તેમણે પોતાના વિદ્વાનો અને સંતોને અલ્લાહ સિવાય પોતાના રબ (પ્રભુ) બનાવી લીધા છે અને આ જ રીતે મરયમના બેટા મસીહને પણ,જો કે તેમને એક ઉપાસ્ય સિવાય કોઈની બંદગી કરવાનો હુકમ આપવામાં આવ્યો ન હતો, તે કે જેના સિવાય કોઈ ઉપાસનાનો અધિકારી નથી, પવિત્ર છે તે એ શિર્કયુક્ત વાતોથી જે આ લોકો કરે છે.

૩૨. આ લોકો ઈચ્છે છે કે અલ્લાહના પ્રકાશને પોતાની ફૂંકો વડે ઓલવી નાખે. પરંતુ અલ્લાહ પોતાના પ્રકાશને પરિપૂર્ણ કર્યા વિના રહેવાનો નથી, ચાહે તે કાફિરો (ઈન્કાર કરનારાઓ)ને ગમે તેટલું અપ્રિય હોય.

૩૩. તે અલ્લાહ જ છે જેણે પોતાના રસૂલને માર્ગદર્શન અને સત્ય દીન (ધર્મ) સાથે મોકલ્યો છે, જેથી તેને તમામ દીન (જીવન પદ્ધતિઓ) ઉપર પ્રભુત્વ આપી દે ચાહે મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)ને તે ગમે તેટલું અપ્રિય હોય.

૩૪. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! આ ગ્રંથવાળાઓના અધિકતર વિદ્વાનો અને સંતોની હાલત એ છે કે તેઓ લોકોનું ધન ખોટી રીતે ખાય છે અને તેમને અલ્લાહના માર્ગથી રોકે છે. પીડાકારી સજાની ખુશખબર આપો તેમને જેઓ સોનું અને ચાંદી એકઠા કરીને રાખે છે અને તેને ખુદાના માર્ગમાં ખર્ચ કરતા નથી.

૩૫. એક દિવસ આવશે કે જ્યારે આ જ સોના-ચાંદી વડે જહન્નમની આગ *સળગાવવામાં આવશે અને પછી તેનાથી જ આ લોકોના કપાળો અને* પડખાઓ અને પીઠો ડામવામાં આવશે – આ છે તે ખજાનો જે તમે પોતાના માટે એકઠો કર્યો હતો, લો હવે પોતાની એકઠી કરેલી દોલતનો સ્વાદ ચાખો !

૩૬. હકીકત એ છે કે મહિનાઓની સંખ્યા જ્યારથી અલ્લાહે આકાશ અને ધરતી પેદા કર્યા છે, ત્યારથી અલ્લાહના લેખમાં બાર જ છે. અને તેમાંથી ચાર મહિના હરામ (પ્રતિષ્ઠિત) છે, આ જ યોગ્ય નિયમ છે. તેથી આ ચાર મહિનાઓમાં પોતાના ઉપર અત્યાચાર ન કરો, અને મુશ્રિકોથી સૌ ભેગા મળીને લડો જેવી રીતે તેઓ સહુ ભેગા મળીને તમારાથી લડે છે, અને જાણી લો કે અલ્લાહ (તેનાથી) ડરવાવાળા લોકોના જ સાથે છે.

૩૭. નસી (હરામ મહિનાઓનો ક્રમફેર) તો કુફ્ર (અધર્મ)માં એક વધારાનું કુફ્રયુક્ત કૃત્ય છે જેના વડે આ કાફિર લોકો ગુમરાહીમાં નાખવામાં આવે છે. કોઈ વર્ષે એક મહિનાને હલાલ (વૈધ) કરી લે છે અને કોઈ વર્ષે તેને હરામ (અવૈધ) કરી દે છે, જેથી અલ્લાહના હરામ ઠેરવેલા મહિનાઓની સંખ્યા પૂરી પણ કરી દે અને અલ્લાહના હરામ ઠેરવેલાને હલાલ પણ કરી લે. તેમનાં દુષ્કર્મો તેમના માટે સુંદર બનાવી દેવામાં આવ્યા છે અને અલ્લાહ સત્યનો ઈન્કાર કરનારાઓને માર્ગદર્શન આપતો નથી. (રુકૂઅ-૫)

૩૮. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તમને શું થઈ ગયું કે જ્યારે તમને અલ્લાહના માર્ગમાં નીકળવા માટે કહેવામાં આવ્યું તો તમે જમીન સાથે ચોંટીને રહી ગયા ? શું તમે આખિરત (પરલોક)ની સરખામણીમાં દુનિયા (આલોક)નું જીવન પસંદ કરી લીધું ? જો આવું છે તો તમે જાણી



લો કે દુનિયાના જીવનનો આ સમગ્ર સામાન આખિરતમાં બહુ થોડો નીવડશે.

૩૯. તમે નહીં ઉઠો તો અલ્લાહ તમને પીડાકારી સજા આપશે, અને તમારી જગ્યાએ કોઈ બીજું જૂથ ઉઠાવશે, અને તમે અલ્લાહનું કંઈ પણ બગાડી નહીં શકો, તે દરેક વસ્તુનું સાંમર્થ ધરાવે છે.

૪૦. તમે જો નબી (પયગંબર)ની મદદ ન કરી તો કોઈ પરવા નથી, અલ્લાહ *તેની મદદ તે વખતે કરી ચૂક્યો છે જ્યારે કાફિરોએ તેને કાઢી મૂક્યો* હતો, જ્યારે તે માત્ર બેમાંનો બીજો હતો, જ્યારે તેઓ બંને ગુફામાં હતા, જ્યારે તે પોતાના સાથીને કહી રહ્યો હતો, ''દુઃખી ન થા, અલ્લાહ આપણા સાથે છે.'' તે વખતે અલ્લાહે તેના ઉપર પોતાના તરફથી હૃદયની શાંતિ ઉતારી અને તેની મદદ એવી સેનાઓ વડે કરી જે તમને દેખાતી ન હતી અને કાફિરો (શત્રુઓ)નો બોલ નીચો કરી દીધો, અને અલ્લાહનો બોલ તો ઊંચો જ છે, અલ્લાહ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૪૧. નીકળો, ચાહે હળવા હોવ કે ભારે, અને જિહાદ (સંઘર્ષ) કરો અલ્લાહના માર્ગમાં પોતાના ધન-દોલત અને પોતાના પ્રાણો વડે, આ તમારા માટે વધુ સારૂં છે જો તમે જાણો.

૪૨. હે નબી ! જો લાભ સરળતાપૂર્વક પ્રાપ્ત થઈ શકતો હોત અને મુસાફરી આસાન હોત તો તેઓ જરૂર તમારા પાછળ ચાલવા માટે તૈયાર થઈ જતા, પરતુ તેમને તો આ રસ્તો ઘણો મુશ્કેલીભર્યો લાગ્યો. હવે તેઓ ખુદાના સોગંદ ખાઈ-ખાઈને કહેશે કે જો અમે આવી શકતા હોત તો ચોક્કસ તમારા સાથે આવતા. તેઓ સ્વયં પોતાને નુકસાનમાં નાખી રહ્યા છે. અલ્લાહ સારી રીતે જાણે છે કે તેઓ જૂઠા છે. (રુકૂઅ-૬)

૪૩. હે નબી ! અલ્લાહ તમને માફ કરે, તમે શા માટે તેમને પરવાનગી આપી દીધી ? (તમારે એવું કરવું જોઈતું હતું કે તમે પોતે તેમને પરવાનગી ન આપતા) જેથી તમારા ઉપર એ સ્પષ્ટ થઈ જતું કે કયા લોકો સાચા છે અને જૂઠાઓને પણ તમે જાણી લેતા.

૪૪. **જે લોકો અલ્લાહ અને આખિરતના દિવસ ઉપર ઈમાન ધરાવે છે તેઓ તો કદાપિ તમને એ વિનંતી નહીં કરે કે તેમને પોતાના પ્રાણ અને ધન-દોલત સાથે જિહાદ કરવામાંથી મુક્તિ આપવામાં આવે. અલ્લાહ સંયમી લોકોને બરાબર જાણે છે.**

૪૫. આવી વિનંતીઓ તો માત્ર એ જ લોકો કરે છે જેઓ અલ્લાહ અને આખિરતના દિવસ ઉપર ઈમાન નથી ધરાવતા, જેમના હૃદયોમાં શંકા છે અને તેઓ પોતાની શંકામાં જ દુવિધાગ્રસ્ત થઈ રહ્યા છે.

૪૬. જો હકીકતમાં તેમનો ઇરાદો નીકળવાનો હોત તો તેઓ તેના માટે કંઈક તૈયારી કરતા, પરંતુ અલ્લાહને તેમનું ઉઠવું પસંદ જ ન હતું તેથી તેણે તેમને સુસ્ત કરી દીધા અને કહી દેવામાં આવ્યું કે બેસ્યા રહો બેસનારાઓની સાથે.

૪૭. જો તેઓ તમારા સાથે નીકળ્યા હોત તો તમારા અંદર ખરાબી સિવાય કોઈ વસ્તુનો વધારો ન કરતા, તેઓ તમારા અંદર ફિત્નો (ઉપદ્રવ) પેદા કરવા માટે દોડધૂપ કરતા અને તમારા જૂથની હાલત એવી છે કે હજુ તેમનામા એવા ઘણા લોકો મોજૂદ છે જેઓ તેમની વાતો કાન દઈને સાંભળે છે, અલ્લાહ આ અત્યાચારીઓને સારી રીતે જાણે છે.

૪૮. આનાથી પહેલાં પણ આ લોકોએ ફિત્નો પેદા કરવાના પ્રયત્નો કર્યા છે અને તમને નિષ્ફળ બનાવવા માટે તેઓ દરેક પ્રકારની યુક્તિઓ અજમાવી ચૂક્યા છે, ત્યાં સુધી કે તેમની મરજી વિરૂદ્ધ સત્ય આવી ગયું અને અલ્લાહનું કામ થઈને રહ્યું.

૪૯. તેમના પૈકી કોઈ છે જે કહે છે કે, ''મને રજા આપો અને મને અજમાયશમાં ન નાખશો'' — સાંભળી લો, અજમાયશમાં તો આ લોકો પડેલા છે અને જહન્નમે આ કાફિરો (અધર્મીઓ)ને ઘેરી રાખ્યા છે.

૫૦. તમારું ભલું થાય છે તો તેમને દુઃખ થાય છે અને તમારા ઉપર કોઈ મુસીબત આવે છે તો આ લોકો મોઢું ફેરવીને હરખાતા પાછા ફરે છે અને કહેતા જાય છે કે સારુ થયુ અમે અગાઉથી જ પોતાનો મામલો બરાબર કરી લીધો હતો.

૫૧. તેમને કહો, ''અમને કદાપિ કોઈ (બૂરાઈ કે ભલાઈ) નથી પહોંચતી પરંતુ તે જે અલ્લાહે અમારા માટે લખી દીધી છે. અલ્લાહ જ અમારો માલિક છે, અને ઈમાનવાળાઓએ તેના જ ઉપર ભરોસો કરવો જોઈએ.''

૫૨. તેમને કહો, ''તમે અમારા મામલામાં જે વસ્તુની પ્રતીક્ષા કરી રહ્યા છો તે તેના સિવાય અન્ય શું છે કે બે ભલાઈઓમાંથી એક ભલાઈ છે? અને અમે તમારા મામલામાં જે વસ્તુની પ્રતીક્ષા કરી રહ્યા છીએ તે આ છે કે અલ્લાહ સ્વયં તમને સજા આપે છે અથવા અમારા હાથે અપાવડાવે છે? સારું, તો હવે તમે પણ પ્રતીક્ષા કરો અને અમે પણ તમારા સાથ પ્રતીક્ષા કરી રહ્યાં છીએ.



૫૩. તેમને કહો, ''તમે પોતાનું ધન ચાહે રાજી-ખુશીથી ખર્ચ કરો અથવા અનિચ્છાએ, બંને સંજોગોમાં તે સ્વીકારવામાં નહીં આવે, કેમ કે તમે ફાસિક (અવજ્ઞાકારી) લોકો છો.

૫૪. તેમનો આપેલો માલ સ્વીકાર ન થવાનું કારણ એ સિવાય કંઈ નથી કે આ લોકોએ અલ્લાહ અને તેના રસૂલનો ઇન્કાર કર્યો છે, નમાઝ માટે આવે છે તો આળસ કરતા આવે છે અને અલ્લાહની રાહમાં ખર્ચ કરે છે તો અનિચ્છાએ ખર્ચ કરે છે.

૫૫. તેમના ધન-દોલત અને તેમના સતાનની અધિકતા જોઈને છેતરાશો નહીં, અલ્લાહ તો એ ચાહે છે કે આ જ વસ્તુઓ વડે એમને દુનિયાના જીવનમાં પણ યાતનામાં નાખે અને તેઓ પ્રાણ પણ આપે તો પણ સત્યના ઇન્કારની જ હાલતમાં આપે.

૫૬. તેઓ અલ્લાહના સોગંદ ખાઈ-ખાઈને કહે છે કે અમે તમારામાંથી જ છીએ, જો કે કદાપિ તેઓ તમારામાંથી નથી. હકીકતમાં તો તેઓ એવા લોકો છે જેઓ તમારાથી ભયભીત છે.

૫૭. જો તેઓ કોઈ આશ્રયસ્થાન મેળવી લે, કે કોઈ ગુફા કે સંતાવાની જગ્યા, તો ભાગીને તેમાં સંતાઇ જાય.

૫૮. હે નબી! આમાંના કેટલાક લોકો સદકા (અર્થાત્ ઝકાત)ના માલની વહેંચણીમાં તમારા સામે વાંધા ઉઠાવે છે. જો આ માલમાંથી તેમને થોડું આપી દેવામાં આવે તો રાજી થઈ જાય, અને ન આપવામાં આવે તો રોષે ભરાય છે.

૫૯. કેવું સારું થતુ કે અલ્લાહ અને રસૂલે જે કંઈ પણ તેમને આપ્યું હતું તેના પર તેઓ રાજી રહ્યા હોત અને કહ્યું હોત, ''અલ્લાહ અમારા માટે પૂરતો છે, તે પોતાની કૃપાથી અમને ઘણું આપશે અને તેનો રસૂલ પણ અમારા ઉપર મહેરબાની ફરમાવશે. અમે અલ્લાહ તરફ જ મીટ માંડીને બેઠા છીએ.'' (રુકૂઅ-૭)

૬૦. આ સદકાનો માલ તો હકીકતમાં 'ફકીરો' (ગરીબો) અને 'મિસ્કીનો' (નિર્ધનો) માટે છે અને તે લોકો માટે જેઓ સદકા (દાન)ના કામ માટે નિયુક્ત છે, અને તેમના માટે જેમના હૃદય મોહી લેવાનો આશય હોય, (ઉપરાંત આ ગરદનો છોડાવવા (ગરદાનો છોડાવવાનો અર્થ ગુલામોને મુક્ત કરવાનો છે.) અને કરજદારોની સહાય કરવામાં અને અલ્લાહના માર્ગમાં ('અલ્લાહના માર્ગમાં'થી અભિપ્રેત તમામ તે ભલાઈઓના કામો જેમાં અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનો આશય હોય.) અને મુસાફરની મહેમાનગતિમાં* ઉપયોગ કરવા માટે છે. આ એક અનિવાર્ય કર્તવ્ય

* મુસાફર ચાહે પોતાના વતન અને ઘરમા ધનવાન હોય પણ જો તેને સફરમા સહાયતાની આવશ્યકતા હોય તો તેને ઝકાત ભંડોળમાંથી સહાય કરવામાં આવશે.

છે અલ્લાહ તરફથી, અને અલ્લાહ સર્વજ્ઞ, તત્ત્વદર્શી અને જોનાર છે.

૬૧. આમાંથી કેટલાક લોકો એવા છે જેઓ પોતાની વાતોથી પયગંબરને દુઃખ આપે છે અને કહે છે કે આ વ્યક્તિ કાચા કાનની છે. કહો, ''તે તમારી ભલાઈ માટે આવું કરે છે, અલ્લાહ ઉપર ઈમાન રાખે છે અને ઈમાનવાળાઓ ઉપર ભરોસો કરે છે અને સંપૂર્ણપણે રહમત (દયાળુ) છે તે લોકો માટે જેઓ તમારા પૈકી ઈમાનવાળા છે, અને જે લોકો અલ્લાહના રસૂલને દુઃખ આપે છે તેમના માટે પીડાકારી સજા છે.''

૬૨. આ લોકો તમારા સામે સોગંદો ખાય છે જેથી તમને ખુશ કરે, જો કે તેઓ ઈમાનવાળા હોય તો અલ્લાહ અને રસૂલ આના વધુ હક્કદાર છે કે તેઓ તેમને ખુશ કરવાની ચિંતા કરે.

૬૩. શું તેમને ખબર નથી કે જે અલ્લાહ અને તેના રસૂલનો મુકાબલો કરે છે, તેના માટે દોજખની આગ છે જેમાં તે હંમેશાં રહેશે ? આ ભારે નામોશી છે.

૬૪. આ મુનાફિકો (દંભીઓ) ડરી રહ્યા છે કે ક્યાંક મુસલમાનો ઉપર એવી સૂરઃ ન ઊતરી આવે, જે તેમના હૃદયોના ભેદ ખોલીને મૂકી દે. હે નબી ! એમને કહો, ''હજુ મજાક ઉડાવો ! અલ્લાહ તે વસ્તુને ખોલી દેવાનો છે જેના પ્રગટ થઈ જવાથી તમે ડરો છો.''

૬૫. જો તેમને પૂછો કે તમે શું વાતો કરી રહ્યા હતા, તો તરત જ કહેશે કે અમે તો મજાક-મશ્કરી અને ઠઠ્ઠો કરી રહ્યા હતા. એમને કહો, ''શું તમારી મજાક-મશ્કરી અને ઠઠ્ઠો અલ્લાહ અને તેની આયતો અને તેના રસૂલ સાથે જ હતી ?

૬૬. હવે બહાના ન બનાવો. તમે ઈમાન લાવ્યા પછી કુફ્ર કર્યું છે. જો અમે તમારામાંથી એક જૂથને માફ કરી પણ દીધું તો બીજા જૂથને તો અમે ચોક્કસ સજા આપીશું, કારણ કે તે ગુનેગાર છે. (રુકૂઅ-૮)

૬૭. દંભી (મુનાફિકો) પુરુષો અને દંભી સ્ત્રીઓ સૌ સમાન આચાર-વિચારવાળાં છે, બૂરાઈની આજ્ઞા આપે છે અને ભલાઈથી મનાઈ કરે છે અને પોતાના હાથ ભલાઈના કામોથી રોકી રાખે છે. આ લોકો



અલ્લાહને ભૂલી ગયા તો અલ્લાહે પણ તેમને ભુલાવી દીધા. નિશ્ચિત રૂપે આ દંભીઓ જ અવજ્ઞાકારી છે.

૬૮. આ દંભી પુરુષો અને સ્ત્રીઓ અને કાફિરો (ઇન્કાર કરનારાઓ) માટે અલ્લાહે દોજખ (નર્ક)ની આગનો વાયદો કર્યો છે જેમાં તેઓ હંમેશાં રહેશે, તે જ તેમના માટે યોગ્ય છે. તેમના ઉપર અલ્લાહની ફિટકાર છે અને તેમના માટે કાયમી સજા છે. –

૬૯. તમારા રંગ-ઢંગ પણ એ જ છે જેવાં તમારા પુરોગામીઓના હતા. તેઓ તમારા કરતાં વધુ બળવાન અને તમારાથી વધુ ધન અને સંતાનવાળા હતા. પછી તેમણે દુનિયામાં પોતાના ભાગની મજા લૂંટી લીધી અને તમે પણ પોતાના હિસ્સાની મજા એવી જ રીતે લૂંટી લીધી જેવી રીતે તેમણે લૂંટી હતી, અને એવા જં વાદ-વિવાદોમાં તમે પણ પડ્યા જેવા વાદ-વિવાદોમાં તેઓ પડ્યા હતા, તો તેનું પરિણામ એ આવ્યું કે દુનિયા અને આખિરતમાં તેમનું બધું કર્યું-કરાવ્યું વ્યર્થ થઈ ગયું અને તેઓ જ નુકસાનમાં છે.

૭૦. શું આ લોકો સુધી પોતાના પુરોગામીઓનો ઇતિહાસ નથી પહોંચ્યો ? નૂહની કોમ, આદ, સમૂદ, ઇબ્રાહીમની કોમ, મદયનના લોકો અને તે વસ્તીઓ જેમને ઊલટાવી દેવામાં આવી, તેમના રસૂલો તેમના પાસે સાફ-સાફ નિશાનીઓ લઈને આવ્યા, પછી અલ્લાહનું કામ એ ન હતું કે તેમના ઉપર અત્યાચાર કરતો, પરંતુ તેઓ પોતે જ પોતાના ઉપર અત્યાચાર કરનારા હતા.

૭૧. મોમિન (ઈમાનવાળા) પુરુષો અને મોમિન (ઈમાનવાળી) સ્ત્રીઓ સૌ એક-બીજાના મિત્રો છે. ભલાઈની આજ્ઞા આપે છે અને બૂરાઈથી રોકે છે, નમાઝ કાયમ કરે છે, ઝકાત આપે છે અને અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાનલ કરે છે. આ તે લોકો છે જેમના ઉપર અલ્લાહની રહમત (કૃપા) જરૂર ઊતરીને રહેશે, નિઃશંક અલ્લાહ સૌના ઉપર વર્ચસ્વ ધરાવનાર અને તત્ત્વદર્શી છે.

૭૨. આ મોમિન પુરુષો અને સ્ત્રીઓ સાથે અલ્લાહનો વાયદો છે કે તેમને

એવા બાગો આપશે જેમના નીચે નહેરો વહેતી હશે અને તેઓ તેમાં હંમેશાં રહેશે. આ સદાબહાર બાગોમાં તેમના માટે સ્વચ્છ રહેવાની જગ્યાઓ હશે, અને સૌથી વધીને એ કે અલ્લાહની પ્રસન્નતા તેમને પ્રાપ્ત હશે. આ જ મોટી સફળતા છે. (રુકૂઅ-૯)

૭૩. હે નબી ! કાફિરો (અધર્મીઓ) અને મુનાફિકો (દંભીઓ) બંનેનો પૂરેપૂરી તાકાતથી મુકાબલો કરો અને તેમના સાથે સખતાઈપૂર્વક વર્તો. *છેવટે તેમનું ઠેકાણું જહન્નમ છે અને તે સૌથી ખરાબ ઠેકાણું છે.*

૭૪. આ લોકો અલ્લાહના સોગંદ ખાઈ-ખાઈને કહે છે કે અમે તે વાત નથી કહી, જો કે તેમણે ચોક્કસ તે કુફ્ર (અધાર્મિકતા)ની વાત કહી છે. તેમણે ઈસ્લામનો સ્વીકાર કર્યા પછી કુફ્ર કર્યું અને તેમણે તે બધું કરવાનો ઈરાદો કર્યો જેને પૂરો ન કરી શક્યા. તેમનો આ બધો રોષ આ જ વાત માટે છે ને, કે અલ્લાહ અને તેના રસૂલે પોતાની કૃપાથી તેમને ધનવાન બનાવી દીધા છે ! હવે જો તેઓ પોતાનું આ વર્તન બદલે તો તેમના જ માટે સારું છે, અને જો આમ કરતાં તેઓ ન અટકે તો અલ્લાહ તેમને અત્યંત પીડાકારી સજા આપશે. દુનિયા (આલોક)માં પણ અને આખિરત (પરલોક)માં પણ, અને ધરતી ઉપર કોઈ નથી જે તેમનો સમર્થક અને સહાયક હોય.

૭૫. તેમના પૈકી કેટલાક એવા પણ છે જેમણે અલ્લાહ સાથે કરાર કર્યો હતો કે જો તેણે પોતાની કૃપા વડે અમને નવાજ્યા તો અમે દાન કરીશું અને સદાચારી બનીને રહીશું.

૭૬. પરંતુ જ્યારે અલ્લાહે તેમને પોતાની કૃપાથી ધનવાન કરી દીધા તો તેઓ કંજૂસી કરવા લાગ્યા અને પોતાના કરારથી એવા ફર્યા કે તેમને આની પરવા સુદ્ધાં નથી.

૭૭. પરિણામ એ આવ્યું કે આ કરાર-ભંગના કારણે જે તેમણે અલ્લાહ સાથે કર્યો હતો, અને તે જૂઠના કારણે જે તેઓ બોલતા રહ્યા, અલ્લાહે તેમના હૃદયોમાં દંભ નાખી દીધો જે તેના સમક્ષ તેમની હાજરીના દિવસ સુધી તેમનો પીછો નહીં છોડે.

૭૮. શું આ લોકો જાણતા નથી કે અલ્લાહને તેમના છૂપા ભેદ અને તેમની છૂપી ગુસપુસ સુદ્ધાંની ખબર છે અને તે બધી અદૃશ્યની વાતોથી સંપૂર્ણપણે માહિતગાર છે ?



૭૯. (તે ખૂબ જાણે છે તે કંજૂસ ધનવાનોને) જેઓ રાજી-ખુશીથી ધન કુરબાન કરનારા ઈમાનવાળાઓને મહેણાં મારે છે અને તે લોકોની મજાક ઉડાવે છે જેમના પાસે (અલ્લાહના માર્ગ માં આપવા માટે) એ સિવાય કંઈ નથી જે તેઓ પોતાની જાત ઉપર કષ્ટ ઉઠાવીને આપે છે. અલ્લાહ આ મજાક ઉડાવનારાઓની મજાક ઉડાવે છે અને તેમના માટે પીડાકારી સજા છે.

૮૦. *હે નબી ! તમે ચાહે આવા લોકોની માફી માટે વિનંતી કરો કે ન કરો,* જો તમે સિત્તેર વખત પણ તેમને માફ કરી દેવાની વિનંતી કરશો તો અલ્લાહ તેમને કદાપિ માફ નહીં કરે, કેમ કે તેમણે અલ્લાહ અને તેના રસૂલ સાથે કુફ્ર કર્યું છે અને અલ્લાહ અવજ્ઞાકારી લોકોને મુક્તિનો માર્ગ દેખાડતો નથી. (રુકૂઅ-૧૦)

૮૧. જે લોકોને પાછળ રહી જવાની પરવાનગી આપી દેવામાં આવી હતી તેઓ અલ્લાહના રસૂલનો સાથ નહીં આપવા અને ઘરમાં બેસી રહેવા માટે ખુશ થયા અને તેમને અલ્લાહના માર્ગમાં જાન અને માલથી જિહાદ કરવાનું ગમ્યું નહીં. તેમણે લોકોને કહ્યું, ''આવી સખત ગરમીમાં ન નીકળો.'' તેમને કહો કે જહન્નમ (નર્ક)ની આગ આનાથી પણ વધુ ગરમ છે, કદાચ તેમને આનું ભાન હોત.

૮૨. હવે તેમને હસવું ઓછું અને રડવું વધારે જોઈએ, કેમ કે જે બુરાઈ તેઓ કમાતા આવ્યા છે તેનો બદલો આવો જ છે (કે તેમણે તેના ઉપર રડવું જોઈએ.)

૮૩. જો અલ્લાહ તમને તેમના વચ્ચે પાછા લઈ જાય અને હવે પછી તેમના પૈકી કોઈ જૂથ જિહાદ માટે નીકળવાની તમારા પાસે પરવાનગી માગે તો સ્પષ્ટ કહી દેજો, ''હવે તમે મારા સાથે કદાપિ આવી શકતા નથી અને ન મારા સાથે રહી કોઈ દુશ્મન સાથે લડી શકો છો, તમે પહેલાં બેસી રહેવાનું પસંદ કર્યું હતું, તો હવે ઘરે બેસનારાઓ સાથે જ બેસી રહો.''

૮૪. અને ભવિષ્યમાં તેમના પૈકી જે કોઈ મૃત્યુ પામે તેની જનાઝાની નમાઝ પણ તમે કદાપિ ન પઢતા અને ન ક્યારેય તેની કબર પાસે ઊભા રહેશો, કારણ કે તેમણે અલ્લાહ અને તેના રસૂલ સાથે કુફ્ર કર્યું છે અને તેઓ મૃત્યુ પામ્યા છે એવી હાલતમાં કે તેઓ અવજ્ઞાકારી હતા.

૮૫. તેમનું ધનિકપણું અને સંતાનની અધિકતા તમને ધોખામાં ન નાખે. અલ્લાહે તો ઇરાદો કરી લીધો છે કે આ ધન-દોલત અને સંતાન વડે તેમને આ જ દુનિયામાં સજા આપે અને તેમના પ્રાણ એવી હાલતમાં નીકળે કે તેઓ કાફિર (અધર્મી) હોય.

૮૬. જ્યારે પણ કોઈ સૂરઃ આ વિષય અંગે ઊતરી કે અલ્લાહને માનો અને તેના રસૂલ સાથે મળીને જિહાદ કરો તો તમે જોયું કે જે લોકો તેમના પૈકી સમર્થ હતા તેઓ જ તમને વિનંતી કરવા લાગ્યા કે અમને જિહાદમાં ભાગ લેવામાંથી માફ કરવામાં આવે અને તેમણે કહ્યું કે અમને છોડી દો કે અમે બેસનારાઓની સાથે રહીએ.

૮૭. આ લોકોએ ઘરમાં બેસી રહેનારીઓમાં સામેલ થવાનું પસંદ કર્યું અને તેમના હૃદયો ઉપર મહોર મારી દેવામાં આવી, આથી તેમની સમજમાં હવે કંઈ નથી આવતું.

૮૮. તેનાથી વિપરિત, રસૂલે અને તે લોકોએ જેઓ રસૂલના સાથે ઈમાન લાવ્યા હતા પોતાના જાન અને માલ વડે જિહાદ કરી અને હવે બધી જ ભલાઈઓ તેમના જ માટે છે અને તેઓ જ સફળતા પામવાના છે.

૮૯. અલ્લાહે તેમના માટે એવા બાગ તૈયાર કરી રાખ્યા છે જેની નીચે નહેરો વહી રહી છે, તેમાં તેઓ હંમેશાં રહેશે. આ છે ભવ્ય સફળતા. (રુકૂઅ-૧૧)

૯૦. બદ્દુ આરબો (અર્થાત્ મદીનાના આસપાસ ગામડાંઓમાં અને રણમાં રહેતા આરબો.) પૈકી પણ ઘણાં લોકો આવ્યા જેમણે બહાના કર્યા જેથી તેમને પણ પાછળ રહી જવાની પરવાનગી મળી જાય. આવી રીતે બેસી રહ્યા તે લોકો જેમણે અલ્લાહ અને તેના રસૂલ સાથે ઈમાનનો જૂઠો કરાર કર્યો હતો. આ બદ્દુઓ પૈકી જે લોકોએ કુફ્રનો માર્ગ અપનાવ્યો છે ટૂંક સમયમાં જ તેઓ પીડાકારી સજા પામશે.

૯૧. વૃદ્ધ અને બીમાર લોકો અને તે લોકો જેમના પાસે જિહાદનો ખર્ચ નથી, જો પાછળ રહી જાય તો કોઈ દોષ નથી, જ્યારે તેઓ નિખાલસ હૃદયથી અલ્લાહ અને તેના રસૂલના વફાદાર હોય. આવું ભલું વર્તન કરનારા લોકોને દોષ આપવા માટે કોઈ કારણ નથી, અને અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે.

૯૨. આવી જ રીતે તે લોકોને પણ દોષ આપવાનું કોઈ કારણ નથી જેમણે પોતે આવીને તમને વિનંતી કરી હતી કે અમારા માટે વાહનો પૂરા પાડવામાં આવે, અને જ્યારે તમે કહ્યું હતું કે હું તમારા માટે વાહનોની વ્યવસ્થા કરી શકતો નથી તો તેઓ મજબૂર થઈને પાછા ગયા અને હાલત એ હતી કે તેમની આંખોમાંથી અશ્રુ વહી રહ્યા હતા અને તેમને



સુધી અનિર્ણિત છે, ચાહે તેમને સજા આપે અને ચાહે તો તેમના ઉપર ફરીથી મહેરબાન થઈ જાય. અલ્લાહ સર્વજ્ઞ છે અને તત્ત્વદર્શી છે.

૧૦૭. કેટલાક બીજા લોકો છે જેમણે એક મસ્જિદ બનાવી, એ આશયથી કે (સત્યના સંદેશને) નુકસાન પહોંચાડે અને (ખુદાની બંદગી કરવાની જગ્યાએ) કુફ્ર કરે અને ઈમાનવાળાઓમાં ફાટફૂટ પડાવે અને (આ દેખાવ માત્રના ઉપાસના-ગૃહને) તે વ્યક્તિ માટે છાપો મારવાનું ગુપ્ત સ્થાન બનાવે જે *આ અગાઉ અલ્લાહ અને તેના રસૂલ* વિરૂદ્ધ લડાઈ કરી ચૂક્યો છે. તેઓ જરૂર સોગંદો ખાઈ-ખાઈને કહેશે કે અમારો આશય તો ભલાઈ સિવાય કંઈ ન હતો, પરંતુ અલ્લાહ સાક્ષી છે કે તેઓ તદ્દન જૂઠાં છે.

૧૦૮. તમે કદાપિ તે ઘરમાં ઊભા ન રહેશો. જે મસ્જિદ પ્રથમ દિવસથી જ તકવા (અલ્લાહના ડર) ઉપર કાયમ કરવામાં આવી છે તે જ એ માટે વધુ યોગ્ય છે કે તમે તેમાં (બંદગી માટે) ઊભા રહો, તેમાં એવા લોકો છે જેઓ પાક (પવિત્ર અને શુદ્ધ) રહેવાનું પસંદ કરે છે અને અલ્લાહને પાક રહેનારાઓ જ પસંદ છે.

૧૦૯. પછી તમારો શું ખ્યાલ છે કે વધુ સારો માણસ એ છે જેણે પોતાની ઈમારતનો પાયો અલ્લાહના ડર અને તેની પ્રસન્નતાની પ્રાપ્તિ ઉપર રચ્યો હોય, કે એ માણસ જેણે પોતાની ઈમારત એક ખીણની જર્જરિત પોલી કાંગરી ઉપર ઊભી કરી, જે તેને લઈને સીધી જહન્નમ (નર્ક)ની આગમાં જઈ પડી ? આવા અત્યાચારી લોકોને અલ્લાહ કદાપિ સીધો માર્ગ નથી દેખાડતો.

૧૧૦. આ ઈમારત જે તેમણે બનાવી છે, હંમેશાં તેમના હૃદયોમાં શંકાનું મૂળ બની રહેશે (જેના દૂર થવાનો હવે કોઈ માર્ગ નથી) સિવાય કે તેમના હૃદયોના જ ટુકડે-ટુકડા થઈ જાય. અલ્લાહ સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે. (રુકૂઅ-૧૩)

૧૧૧. હકીકત એ છે કે અલ્લાહે ઈમાનવાળાઓ પાસેથી તેમના પ્રાણ અને તેમના ધન જન્નતના બદલામાં ખરીદી લીધા છે. તેઓ અલ્લાહના માર્ગમાં લડે છે અને મારે તથા મરે છે. તેમના સાથે (જન્નતનો વાયદો) અલ્લાહ માટે એક પાકો વાયદો છે, તૌરાત અને ઈંજીલ અને કુર્આનમાં. અને બીજો કોણ છે જે અલ્લાહથી વધીને પોતાનો વાયદો પૂરો કરનાર હોય ? પછી ખુશી મનાવો પોતાના આ સોદા ઉપર જે તમે અલ્લાહ સાથે કરી લીધો છે, આ જ સૌથી મોટી સફળતા છે.

૧૧૨. અલ્લાહ તરફ વારંવાર પલટનારા, તેની બંદગી કરનારા, તેના

દુઆઓ પ્રાપ્ત કરવાનું માધ્યમ બનાવે છે. હા, તે જરૂર તેમના માટે નિકટતા પ્રાપ્ત કરવાનું માધ્યમ છે અને અલ્લાહ જરૂર તેમને પોતાની રહમત (દયા)માં દાખલ કરશે, નિઃશંક અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે. (રુકૂઅ-૧૨)

૧૦૦. તે હિજરત કરનારાઓ અને અન્સારીઓ (સહાયકો) જેઓ સૌથી પહેલાં ઈમાનનો પોકાર પડતાં તત્કાળ તેને સ્વીકારવામાં અગ્રેસર રહ્યા, ઉપરાંત તેઓ, જેઓ પછીથી પ્રમાણિકતાપૂર્વક તેમના પાછળ આવ્યા, અલ્લાહ તેમનાથી પ્રસન્ન થયો અને તેઓ અલ્લાહથી પ્રસન્ન થયા, અલ્લાહે તેમના માટે એવા બાગ તૈયાર કરી રાખ્યા છે જેની નીચે નહેરો વહેતી હશે અને તેઓ તેમાં હંમેશાં રહેશે, આ જ ભવ્ય સફળતા છે.

૧૦૧. તમારા આસપાસ જે બદ્દુ આરબો રહે છે તેમાં ઘણાંખરાં દંભી છે અને આવી જ રીતે સ્વયં મદીનાના રહેવાસીઓમાં પણ દંભીઓ મોજૂદ છે જેઓ દંભમાં કટ્ટર થઈ ગયા છે. તમે તેમને નથી જાણતા, અમે તેમને જાણીએ છીએ. નજીક જ છે તે સમય, જ્યારે અમે તેમને બમણી સજા આપીશું પછી તેમને વધારે મોટી સજા માટે પાછા લાવવામાં આવશે.

૧૦૨. બીજા કેટલાક લોકો છે જેમણે પોતાના ગુના કબૂલ કરી લીધા છે. તેમનાં કર્મ મિશ્રિત છે, થોડાંક સારા અને થોડાંક ખરાબ. અશક્ય નથી કે અલ્લાહ તેમના ઉપર ફરીથી મહેરબાન થઈ જાય, કેમ કે તે દરગુજર કરનાર અને દયાળુ છે.

૧૦૩. હે નબી ! તમે તેમના માલમાંથી સદકો (દાન) લઈને તેમને શુદ્ધ કરો અને (ભલાઈની રાહમાં) તેમને આગળ વધારો અને તેમના માટે રહમત (દયા)ની દુઆ કરો, કેમ કે તમારી દુઆ તેમના માટે શાંતિ અને સંતોષનું કારણ બનશે, અલ્લાહ બધું જ સાંભળે અને જાણે છે.

૧૦૪. શું આ લોકોને ખબર નથી કે તે અલ્લાહ જ છે જે પોતાના બંદાઓની તૌબા (ક્ષમા અને પ્રાયશ્ચિત) કબૂલ કરે છે અને તેમના દાનને સ્વીકૃતિ આપે છે, અને એ કે અલ્લાહ ઘણો માફ કરનાર અને દયાળુ છે ?

૧૦૫. અને હે નબી ! આ લોકોને કહી દો કે તમે અમલ કર્યે જાવ, અલ્લાહ અને તેનો રસૂલ અને ઈમાનવાળાઓ સૌ જોશે કે તમારું વર્તન હવે કેવું રહે છે, પછી તમે તેના તરફ પાછા લઈ જવાશો, જે દૃશ્ય અને અદૃશ્ય બધું જ જાણે છે, અને તે તમને બતાવી દેશે કે તમે શું કરતા રહ્યાં છો.

૧૦૬. કેટલાક બીજા લોકો છે જેમનો મામલો હજુ અલ્લાહનો હુકમ આવવા



એ વાતનું ઘણું દુઃખ હતું કે તેઓ પોતાના ખર્ચે જિહાદમાં સામેલ થવા માટે શક્તિમાન નથી.

૯૩. અલબત્ત, તે લોકોનું વર્તન વાંધાજનક છે જેઓ ધનવાન છે અને છતાં પણ તમને વિનંતી કરે છે કે તેમને જિહાદમાં સામેલ થવામાંથી મુક્તિ આપવામાં આવે. તેમણે ઘરમાં બેસનારીઓમાં સામેલ થવાનું પસંદ કર્યું અને અલ્લાહે તેમના હૃદયો ઉપર મહોર મારી દીધી, તેથી હવે આ લોકો કંઈ જાણતા નથી (કે અલ્લાહને ત્યાં તેમના આ વર્તનનું શું પરિણામ આવવાનું છે.)

૯૪. તમે જ્યારે પાછા ફરીને તેમના પાસે પહોંચશો તો તે લોકો જાત-જાતના બહાના આગળ ધરશે. પરંતુ તમે સ્પષ્ટ કહી દેજો, ‘‘બહાના ન કાઢો, અમે તમારી કોઈ વાતનો વિશ્વાસ નહીં કરીએ. અલ્લાહે અમને તમારી હાલત બતાવી દીધી છે. હવે અલ્લાહ અને તેનો રસૂલ તમારા વર્તનને જોશે, પછી તમે તેના તરફ પાછા લઈ જવાશો, જે દૃશ્ય અને અદૃશ્ય સૌનો જાણનાર છે અને તે તમને બતાવી દેશે કે તમે શું-શું કરતાં રહ્યાં છો.’’

૯૫. તમારા પાછા ફરવા ઉપર આ લોકો તમારા સામે સોગંદો ખાશે જેથી તમે તેમને જવા દો. તો નિઃસંદેહ તમે તેમને છોડી જ દો, કેમ કે આ બગાડ છે અને તેમનું અસલ ઠેકાણું તો જહન્નમ છે, જે તેમની કમાણીના બદલામાં તેમને મળશે.

૯૬. આ લોકો તમારા સામે સોગંદો ખાશે જેથી તમે તેમનાથી ખુશ થઈ જાવ, જો કે તમે તેમનાથી ખુશ થઈ પણ જાઓ, તો પણ અલ્લાહ આવા અવજ્ઞાકારી લોકોથી કદાપિ ખુશ થશે નહીં.

૯૭. આ બદ્દુ આરબો કુફ્ર (ઇન્કાર) અને નિફાક (દંભ)માં વધુ કટ્ટર છે અને તેમના મામલામાં એ વાતની સંભાવના વધુ છે કે તેઓ તે દીનની મર્યાદાઓથી અજાણ રહે, જે અલ્લાહે પોતાના રસૂલ ઉપર અવતરિત કરેલ છે. અલ્લાહ સર્વજ્ઞ છે અને તત્ત્વદર્શી છે.

૯૮. આ બદ્દુ આરબોમાં એવા-એવા લોકો મોજૂદ છે જેઓ અલ્લાહના માર્ગમાં કંઈક ખર્ચ કરે છે તો તેને પોતાના ઉપર દંડ સમજે છે અને તમારા માટે કાળચક્ર ફરે તેની રાહ જોઈ રહ્યાં છે (કે તમે કોઈ મુસીબતમાં ફસાઓ તો તેઓ પોતાની ડોકમાંથી આ વ્યવસ્થાની તાબેદારીનો ગલપટો ઉતારી ફેંકે જેમાં તમે તેમને જકડી દીધા છે), જો કે બૂરાઈના ચક્કરે સ્વયં તેમને પોતાની લપેટમાં લઈ લીધા છે અને અલ્લાહ બધું જ સાંભળે અને જાણે છે.

૯૯. અને આ જ બદ્દુ આરબોમાં કેટલાક એવા પણ છે જેઓ અલ્લાહ અને આખિરતના દિવસ ઉપર ઈમાન ધરાવે છે અને જે કંઈ ખર્ચ કરે છે તેને અલ્લાહને ત્યાં નિકટતાનું અને રસૂલ તરફથી રહમત (કૃપા)ની

ગુણગાન કરનારા, તેના માટે ધરતી ઉપર ભ્રમણ કરનારા, તેના આગળ રૂકૂઅ અને સિજદો કરનારા, ભલાઈની આજ્ઞા આપનારા, બૂરાઈથી રોકનારા અને અલ્લાહની ઠરાવેલી મર્યાદાઓની રક્ષા કરનારા, (એ શાનના હોય છે તે ઈમાનવાળાઓ જેઓ અલ્લાહ સાથે આ સોદો નક્કી કરે છે) અને હે નબી ! આ ઈમાનવાળાઓને ખુશખબર આપી દો.

૧૧૩. *પયગંબરને અને તે લોકોને જેઓ ઈમાન લાવ્યા છે, શોભાસ્પદ નથી* કે શિર્ક કરનારાઓ માટે માફીની દુઆ કરે, ચાહે તેઓ તેમના સગાં જ કેમ ન હોય, જ્યારે કે તેમના ઉપર આ વાત પ્રગટ થઈ ચૂકી છે કે તેઓ જહન્નમના હક્કદાર છે.

૧૧૪. ઈબ્રાહીમે પોતાના પિતા માટે ક્ષમાની જે પ્રાર્થના કરી હતી તે તો એ વાયદાના કારણે હતી જે તેણે પોતાના પિતા સાથે કર્યો હતો, પરંતુ જ્યારે તેના ઉપર આ વાત પ્રગટ થઈ ગઈ કે તેના બાપ અલ્લાહનો દુશ્મન છે તો તે તેનાથી વિમુખ થઈ ગયો. સત્ય એ છે કે ઈબ્રાહીમ ખૂબ કોમળ હૃદયનો અને અલ્લાહથી ડરનાર અને સહનશીલ મનુષ્ય હતો.

૧૧૫. અલ્લાહની આ રીત નથી કે લોકોને માર્ગદર્શન આપ્યા પછી ફરીથી ભટકાવી દે, જ્યાં સુધી તેમને સ્પષ્ટપણે દર્શાવી ન દે કે તેમણે કઈ વસ્તુઓથી દૂર રહેવું જોઈએ. હકીકતમાં અલ્લાહ સર્વજ્ઞ છે.

૧૧૬. અને એ પણ હકીકત છે કે અલ્લાહના જ અધિકારમાં ધરતી અને આકાશોનું રાજ્ય છે, તેના જ અધિકારમાં જીવન અને મૃત્યુ છે, અને તમારો કોઈ સમર્થક અને સહાયક એવો નથી જે તમને તેનાથી બચાવી શકે.

૧૧૭. અલ્લાહે માફ કરી દીધાં પયગંબરને અને તે હિજરત કરનારાઓને અને અન્સારો (મદીનાના સહાયકો)ને જેમણે ભારે મુસીબતના સમયે પયગંબરનો સાથ આપ્યો. જો કે તેમના પૈકી કેટલાક લોકોના હૃદય વક્રતા તરફ ઝૂકવા માંડ્યા હતા, (પરંતુ જ્યારે તેમણે આ વક્રતાનું પાલન ન કર્યું, બલ્કે પયગંબરનો સાથ આપ્યો તો) અલ્લાહે તેમને માફ કરી દીધા. નિઃશંક તેનો મામલો આ લોકો સાથે પ્રેમ અને દયાનો છે

૧૧૮. અને ને ત્રણેયને પણ માફ કર્યા જેમનો મામલો મુલત્વી રાખવામાં આવ્યો હતો. જ્યારે ધરતી પોતાની સમગ્ર વિશાળતા છતાં તેમના માટે તંગ થઈ ગઈ અને તેમના પોતાના પ્રાણ પણ તેમના ઉપર બોજારૂપ બનવા લાગ્યા અને તેમણે જાણી લીધું કે અલ્લાહથી બચવા માટે કોઈ આશ્રયસ્થાન સ્વયં અલ્લાહની દયા સિવાય કોઈ નથી, તો અલ્લાહ પોતાની મહેરબાનીથી તેમના તરફ વળ્યો, જેથી તેઓ તેના તરફ પાછા આવી જાય, નિઃશંક તે મોટો ક્ષમાશીલ અને દયાળુ છે. (રુકૂઅ-૧૪)



૧૧૯. **હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહથી ડરો અને સાચા લોકોનો સાથ આપો.**

૧૨૦. મદીનાના રહેવાસીઓ અને આસપાસના બદ્દુ આરબોને એ સહેજ પણ છાજતું ન હતું કે અલ્લાહના રસૂલને છોડી ઘરે બેસી રહેતા અને *તેના તરફથી બેપરવા થઈ પોત-પોતાની ચિંતામાં લાગી જતાં.* એટલા માટે કે એવું ક્યારેય થશે નહીં કે અલ્લાહના માર્ગમાં ભૂખ-તરસ અને શારીરિક કષ્ટની કોઈ તકલીફ તેઓ સહન કરે અને સત્યનો ઈન્કાર કરનારાઓને જે રસ્તો પસંદ નથી તેના ઉપર તેઓ કોઈ કદમ ઉઠાવે અને કોઈ દુશ્મન સાથે (સત્યની અદાવતનો) કોઈ બદલો તેઓ લે અને તેના બદલામાં તેમના માટે એક સદ્કાર્ય ન લખવામાં આવે. નિઃશંક અલ્લાહને ત્યાં ભલાઈ કરનારાઓની સેવાનો બદલો વ્યર્થ કરવામાં આવતો નથી.

૧૨૧. આવી જ રીતે એવું પણ ક્યારેય નહીં થાય કે તેઓ (અલ્લાહના માર્ગમાં) થોડું કે વધારે ખર્ચ ઉઠાવે અને (જિહાદની કોશિશમાં) કોઈ ખીણ તેઓ પાર કરે અને તેમના માટે તે લખી લેવામાં ન આવે, જેથી અલ્લાહ તેમના આ સુંદર કાર્યનો બદલો તેમને આપે.

૧૨૨. અને એ કંઈ જરૂરી ન હતું કે ઈમાનવાળા બધા જ નીકળી પડતા, પરંતુ આવું શા માટે ન થયું કે તેમની આબાદીના દરેક ભાગમાંથી કેટલાક લોકો નીકળી આવ્યા હોત અને દી· (ધર્મ)ની સમજ પેદા કરી હોત અને પાછા જઈ પોતાના વિસ્તારના રહેવાસીઓને ચેતવ્યા હોત જેથી તેઓ (બિનઈસ્લામી વર્તનથી) બચ્યા હોત. (રુકૂઅ-૧૫)

૧૨૩. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! યુદ્ધ કરો તે સત્યનો ઈન્કાર કરનારાઓ સાથે જેઓ તમારા નજીક છે અને એ જરૂરી છે કે તેઓ તમારામાં સખ્તાઈ જુએ, અને જાણી લો કે અલ્લાહ (તેનાથી) ડર રાખવાવાળાઓના સાથે છે.

૧૨૪-૧૨૫ જ્યારે કોઈ નવી સૂરઃ ઉતરે છે તો તેમના પૈકી કેટલાક લોકો (મજાકમાં મુસલમાનોને) પૂછે છે કે, ''કહો, તમારામાંથી કોના ઈમાનમાં આનાથી વધારો થયો ?'' જે લોકો ઈમાન લાવ્યા છે તેમના ઈમાનમાં તો હકીકતમાં (ઉતરનારી દરેક સૂરઃએ) અભિવૃદ્ધિ જ કરી છે અને તેઓ આનાથી ખુશ છે. અલબત્ત જે લોકોના હૃદયોને દંભનો રોગ લાગેલો હતો તેમની આગળની ગંદકીમાં (દરેક નવી સૂરઃએ) એક

બીજી ગંદકીનો વધારો કરી દીધો, અને તેઓ મૃત્યુપર્યંત કુફ્રમાં જ ગ્રસ્ત રહ્યા.

૧૨૬. શું આ લોકો જોતા નથી કે દર વર્ષે એક-બે વખત તેમને અજમાયશમાં નાખવામાં આવે છે ? આમ છતાં પણ તેઓ ન તૌબા કરે છે, ન કોઈ બોધ ગ્રહણ કરે છે.

૧૨૭. જ્યારે કોઈ સૂરઃ ઉતરે છે તો આ લોકો એક-બીજા સાથે આંખોના ઇશારાથી વાતો કરે છે કે ક્યાંક કોઈ તેમને જોઈ તો નથી રહ્યું, પછી ચુપકેથી સરકી જાય છે. *અલ્લાહે તેમના હૃદય ફેરવી દીધા છે, કેમ કે* તેઓ નાસમજ લોકો છે.

૧૨૮. જુઓ, તમારા પાસે એક રસૂલ આવ્યો છે જે સ્વયં તમારામાંથી જ છે. તમારું નુકસાનમાં પડવું તેના માટે અસહ્ય છે, તમારી સફળતા માટે તે ખૂબ જ આતુર છે, ઈમાન લાવનારાઓ માટે તે માયાળુ અને દયાળુ છે. —

૧૨૯. હવે જો આ લોકો તમારાથી મોઢું ફેરવે છે તો હે નબી ! એમને કહી દો કે, ''મારા માટે અલ્લાહ પૂરતો છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, તેના જ ઉપર મેં ભરોસો કર્યો અને તે માલિક છે, અર્શે-અઝીમ (મહાન સિંહાસન)નો. (રુકૂઅ-૧૬)



# (૧૦) યૂનુસ

## પરિચય

**નામ :**

આ સૂરઃનું નામ પ્રતીક તરીકે આયત-૯૮માંથી લેવામાં આવ્યું છે જેમાં પયગંબર હઝરત યૂનુસ (અલૈ.)ના નામનો સાંકેતિક ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જો કે સૂરઃમાં હઝરત યૂનુસ અ.સ.ની વાર્તા ચર્ચવામાં નથી આવી.

***ઉતરાણકાળ :***

ઉતરાણકાળ અંગે અમને તો કોઈ રિવાયત નથી મળી, પણ વિષય ઉપરથી એમ જણાય છે કે આ સૂરઃ નબી (સલ્લ.)ના મક્કા- કાળના અંતિમ સમયમાં ઊતરી હશે, કેમ કે એની વર્ણનશૈલી પરથી સ્પષ્ટ જણાય છે કે સંદેશના વિરોધીઓ પૂર્ણ તીવ્રતા સાથે તેનો પ્રતિકાર કરી રહ્યા છે. પરંતુ આ સૂરઃમાં હિજરતનો પણ કોઈ નિર્દેશ મળતો નથી. આથી જે સૂરઃઓમાં આપણને હિજરત અંગે કોઈને કોઈ પ્રત્યક્ષ અથવા પરોક્ષ સંકેત મળે છે એ સૂરઃઓ પહેલાંનો જમાનો આ સૂરઃનો હોવો જોઈએ. આ જમાનાની ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિનું વર્ણન 'અન્આમ' અને 'અઅ્રાફ'ના પરિચયમાં આપેલ છે.

**વિષય :**

પ્રવચનનો વિષય આહવાન (આમંત્રણ) અને ચેતવણી છે. વાત આ રીતે શરૂ થાય છે કે — લોકો એક માણસના નબી (પયગંબર) હોવાના સંદેશને રજૂ કરવાથી આશ્ચર્ય અનુભવી રહ્યાં છે અને તેના ઉપર અમસ્તા જ જાદુવિદ્યાનો આક્ષેપ મૂકી રહ્યાં છે. એમાં કોઈ વસ્તુ વિચિત્ર નથી અને ન જાદુ અને જ્યોતિષ સાથે તેનો કોઈ સંબંધ છે. તે તો તમને બે મહત્ત્વપૂર્ણ તથ્યોથી વાકેફ કરી રહ્યો છે : (એક તો એકેશ્વરવાદ, બીજું કયામત અને બદલો આપવાના દિવસના આવવાના.) આ બને તથ્ય જે તે તમારા સામે પ્રસ્તુત કરી રહ્યો છે, ચાહે તમે માનો કે ન માનો. તેને તમે માની લેશો તો સ્વયં તમારું પરિણામ સારું હશે, નહિં તો સ્વયં ખરાબ પરિણામ ભોગવશો.

**ચર્ચાના વિષયો :**

આ ભૂમિકા પછી નીચેના વિષયો એક વિશેષ ક્રમમાં સામે આવે છે.

(૧) તેવી દલીલો જે અલ્લાહના એક હોવા અને મૃત્યુ પછીના જીવન અંગે એવા લોકોની બુદ્ધિ અને અંતરાત્માને સંતોષ આપી શકે જેઓ અજ્ઞાનતાપૂર્ણ વિદ્વેષમાં ગ્રસ્ત ન હોય.

(૨) તે ગેરસમજોને દૂર કરવામાં આવે અને નિષ્કાળજીઓ બદલ ચેતવણી આપવામાં આવી જે લોકોને તૌહીદ અને આખિરતમાં વિશ્વાસ લાવવામાં

અવરોધરૂપ હતી (અને હંમેશા અવરોધરૂપ બનતી હોય છે.)

(૩) તે શંકાઓ અને વાંધાઓનો જવાબ જે હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પયગંબર હોવા અને આપ (સલ્લ.) દ્વારા લાવવામાં આવેલ સંદેશ વિષે રજૂ કરવામાં આવતા હતા.

(૪) પુનર્જીવનમાં જે કાંઈ બનવાનું છે તેની પૂર્વસૂચના.

(૫) એ વાતની ચેતવણી કે આ દુનિયાનું વર્તમાન જીવન વાસ્તવમાં પરીક્ષા માટે છે. આ મહેતલને જો તમે વેડફી દેશો અને નબીનું માર્ગદર્શન સ્વીકારીને પરીક્ષામાં સફળતાની તૈયારી ન કરી તો પછી બીજી કોઈ તક મળવાની નથી.

(૬) તે સ્પષ્ટ અજ્ઞાનતા અને પથભ્રષ્ટતા તરફ સંકેત જે લોકોના જીવનમાં માત્ર એ કારણે જોવા મળે છે કે તેઓ અલ્લાહના માર્ગદર્શન વિના જીવી રહ્યા હતા. આ સંદર્ભમાં પયગંબર નૂહ (અલૈ.)નો પ્રસંગ ટૂંકમાં અને મૂસા (અલૈ.)નો પ્રસંગ વિસ્તૃત વર્ણવવામાં આવ્યો છે. આનો હેતુ ચાર વાતો હૃદયમાં ઉતારવાનો છે :

એક, હઝરત મુહમ્મદ (સલ્લ.) સાથે તમે જે વર્તન કરી રહ્યાં છો તે પયગંબર નૂહ અને મૂસા (અલૈ.) સાથે તમારા પુરોગામીઓના વર્તન સાથે સામ્યતા ધરાવે છે. વિશ્વાસ રાખો કે આ વર્તનનું જે પરિણામ તેઓ ભોગવી ચૂક્યાં છે તે તમારે પણ ભોગવવું પડશે.

બીજી એ કે હઝરત મુહમ્મદ (સલ્લ.) અને તેમના સાથીઓને જે નિઃસહાય અને નિર્બળ સ્થિતિમાં આજે તમે જુઓ છો તેનાથી એમ ન સમજશો કે આ જ સ્થિતિ હંમેશાં રહેશે. તમને જાણ નથી તેમનો મદદકર્તા એ જ અલ્લાહ છે જે મૂસા અને હારૂન (અલૈ.)નો સહાયક હતો અને તે એવી રીતે સ્થિતિને બદલી નાખે છે કે કોઈ તેની કલ્પના પણ કરી શકતું નથી.

ત્રીજી એ કે સુધરવાની મહેતલ સમાપ્ત થયા પછી તદન અંતિમ ઘડીએ તૌબા (પશ્ચાતાપ) કરશો તો તમને માફ કરવામાં નહીં આવે.

ચોથી એ કે ઈમાનનવાળા, વિરોધી વાતાવરણની તીવ્રતા જોઈને નિરાશ ન થાય અને તેમને જાણ રહે કે આ સંજોગોમાં તેમને કઈ રીતે કામ કરવું જોઈએ. તે સાથે એ વાત ઉપર પણ સચેત થઈ જાય કે જ્યારે અલ્લાહ પોતાની કૃપાથી આ સ્થિતિમાંથી ઉગારી દે તો ક્યાંક તેઓ તે માર્ગ ન અપનાવે જે બની ઈસરાઈલે મિસરથી છુટકારો મેળવ્યા પછી અપનાવ્યો.

અંતે એલાન કરવામાં આવ્યું છે કે અલ્લાહે પોતાના પયગંબરને જે ધારણા અને પંથ અપનાવવાનું માર્ગદર્શન આપ્યું છે તે આ જ છે, આમાં કોઈ પણ ફેરફાર કરી શકાતો નથી. જે તેને સ્વીકારી લેશે તે પોતાનું ભલું કરશે અને જે તેને છોડી ખોટા માર્ગે ભટકતો રહેશે તે પોતાનું જ નુકસાન કરશે.



# (૧૦) સૂરઃ યૂનુસ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧૧ • આયતો : ૧૦૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે

૧. અલિફ-લામ-રા, આ તે ગ્રંથની આયતો છે જે તત્ત્વદર્શિતા અને વિદ્વત્તાથી ભરપૂર છે.

૨. શું લોકો માટે આ એક વિચિત્ર વાત થઈ ગઈ કે અમે ખુદ તેમનામાંથી જ એક મનુષ્ય ઉપર વહી (દિવ્ય પ્રકાશના) મોકલી કે (ગફલતમાં પડેલા) લોકોને ચેતવણી આપી દે અને જેઓ માની લે તેમને ખુશખબર આપી દે કે તેમના માટે તેમના રબ (માલિક અને પાલનહાર) પાસે સાચું માન-સન્માન છે ? (આના ઉપર) ઇન્કાર કરનારાઓએ કહ્યું કે આ માણસ તો સ્પષ્ટ જાદુગર છે.

૩. હકીકત એ છે કે તમારો રબ તે જ અલ્લાહ છે જેણે આકાશો અને ધરતીને છ દિવસમાં પેદા કર્યા, પછી રાજ-સિંહાસન ઉપર બિરાજમાન થઈને સૃષ્ટિનું તંત્ર ચલાવી રહ્યો છે. કોઈ ભલામણ કરનાર નથી, સિવાય કે તેની પરવાનગી પછી ભલામણ કરે. આ જ અલ્લાહ તમારો રબ (પ્રભુ) છે, આથી તમે તેની જ ઉપાસના કરો. પછી શું તમે ભાનમાં નહીં આવો ?

૪. તેના જ તરફ તમને સૌને પાછા ફરવાનું છે, આ અલ્લાહનો પાકો વાયદો છે. નિઃશંક સર્જનની શરૂઆત તે જ કરે છે, પછી તે જ બીજીવાર પેદા કરશે, જેથી જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સદ્‌કાર્યો કર્યા તેમને ન્યાયપૂર્વક બદલો આપે, અને જેમણે કુફ્ર (ઇન્કાર)નો માર્ગ અપનાવ્યો તેઓ ઉકળતું પાણી પીએ અને પીડાકારી સજા ભોગવે તે સત્યના તે ઈન્કારના બદલામાં જે તેઓ કરતા રહ્યા.

૫. તે જ છે જેણે સૂર્યને તેજસ્વી બનાવ્યો અને ચંદ્રને ચમક આપી અને ચંદ્રની વધઘટની મંજિલો ચોક્કસપણે નિર્ધારિત કરી દીધી જેથી તમે તેના વડે વર્ષો અને તારીખોનો હિસાબ જાણો. અલ્લાહે આ બધું સત્યપૂર્વક જ પેદા કર્યું છે. તે પોતાની નિશાનીઓ વિસ્તારપૂર્વક દર્શાવી રહ્યો છે તે લોકો માટે જેઓ જ્ઞાન ધરાવે છે.

૬. નિઃસંદેહ રાત અને દિવસના ફેરબદલમાં અને તે દરેક વસ્તુમાં જે અલ્લાહે ધરતી અને આકાશોમાં પેદા કરી છે, નિશાનીઓ છે તે લોકો માટે જેઓ (ખોટું જોવાથી અને ખોટા માર્ગે ચાલવાથી) બચવા માગે છે.

૭. હકીકત એ છે કે જે લોકો અમારા સાથે મુલાકાતની આશા રાખતા

નથી અને દુનિયાની જિંદગી ઉપર જ ખુશ અને સંતુષ્ટ થઈ ગયા છે અને જે લોકો અમારી નિશાનીઓ પ્રત્યે ગાફેલ છે,

૮. તેમનું અંતિમ ઠેકાણું જહન્નમ (નર્ક) હશે, તે બૂરાઈઓના બદલા રૂપે જેની કમાણી તેઓ (પોતાની આ ખોટી માન્યતા અને ખોટી વર્તણૂકના કારણે) કરતા રહ્યા.

૯. અને તે પણ હકીકત છે કે જે લોકો ઈમાન લાવ્યા (અર્થાત્ જેમણે સચ્ચાઈઓનો સ્વીકાર કરી લીધો જે આ ગ્રંથમાં રજૂ કરવામાં આવી છે) અને સદ્કાર્યો કરતા રહ્યા, તેમને તેમનો રબ તેમના ઈમાનના કારણે સીધા માર્ગે ચલાવશે, *નેઅ્મતો (કૃપાઓ અને બક્ષિસો)થી* ભરપૂર જન્નતોમાં તેમની નીચે નહેરો વહેશે.

૧૦. ત્યાં તેમનો પોકાર આ હશે કે, ''પાક છે તું હે અલ્લાહ !'' તેમની પ્રાર્થના એ હશે કે ''સલામતી થાવ'' અને તેમની દરેક વાતનું સમાપન આની ઉપર થશે કે, ''સર્વ પ્રશંસા અલ્લાહ રબ્બુલ આલમીન (તમામ દુનિયાઓના રબ) માટે જ છે.'' (રુકૂઅ-૧)

૧૧. જો ક્યાંક અલ્લાહ લોકો સાથે ખરાબ મામલો કરવામાં પણ એટલી જ ઉતાવળ કરતો, જેટલી તેઓ દુનિયાની ભલાઈ માગવામાં કરે છે તો તેમની કર્મ કરવાની મહેતલ ક્યારનીય સમાપ્ત કરી દેવામાં આવી હોત. (પરંતુ અમારી આ પદ્ધતિ નથી) આથી અમે તે લોકોને જેઓ અમારી મુલાકાતની આશા રાખતા નથી તેમને વિદ્રોહમાં ભટકવા માટે છૂટ આપી દઈએ છીએ.

૧૨. મનુષ્યની હાલત એ છે કે જ્યારે તેના ઉપર કોઈ કઠીન સમય આવે છે તો ઊભા અને બેઠા અને સૂતાં અમને પોકારે છે, જ્યારે અમે તેની મુસીબત ટાળી દઈએ છીએ તો એવી રીતે ચાલી નીકળે છે જાણે તેણે ક્યારેય પોતાના ખરાબ સમયમાં અમને પોકાર્યા જ ન હતા. આવી રીતે હદ વટાવી જનારાઓ માટે તેમના કરતૂકો સુંદર બનાવી દેવામાં આવ્યા છે.

૧૩. લોકો ! તમારા પહેલાની કોમોને અમે નષ્ટ કરી દીધી જ્યારે તેમણે અત્યાચારનો માર્ગ અપનાવ્યો અને તેમના રસૂલ (ઈશદૂતો) તેમના પાસે તદ્દન સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા અને તેઓ ઈમાન લાવ્યા જ નહીં. આવી રીતે અમે ગુનેગારોને તેમના ગુનાઓનો બદલો આપીએ છીએ.

૧૪. હવે તેમના પછી અમે તમને ધરતી ઉપર તેમનું સ્થાન આપ્યું છે, જેથી જોઈએ કે તમે કેવા કાર્ય કરો છો.

૧૫. જ્યારે તેમને અમારી સ્પષ્ટ વાતો સંભળાવવામાં આવે છે તો તે લોકો જેઓ અમારી મુલાકાતની આશા રાખતા નથી, કહે છે કે ''આના બદલે કોઈ બીજું કુર્આન લઈ આવો અથવા આમાં થોડો ફેરફાર કરો.''



હે નબી ! તેમને કહો, ''મારું આ કામ નથી કે મારા તરફથી આમાં કોઈ ફેરફાર અને ફેરબદલ કરી લઉં. હું તો માત્ર તે વહીનું અનુસરણ કરનારો છું જે મારા પાસે મોકલવામાં આવે છે. જો હું મારા રબની અવજ્ઞા કરું તો મને એક મોટા ભયંકર દિવસની સજાનો ડર છે.''

૧૬. અને કહો, ''જો અલ્લાહની ઈચ્છા આ જ હોત તો હું આ કુર્આન તમને કદી ન સંભળાવતો અને અલ્લાહે તમને આની ખબર સુદ્ધાં ન આપી હોત. છેવટે આ પહેલાં હું એક ઉંમર તમારા વચ્ચે પસાર કરી ચૂક્યો છું, શું તમે બુદ્ધિથી કામ લેતા નથી ?

૧૭. પછી તેનાથી વધુ જાલિમ કોણ હશે જે એક જૂઠી વાત ઘડીને અલ્લાહથી જોડે અથવા અલ્લાહની સાચી આયતોને ખોટી ઠેરવે. નિઃશંક ગુનેગારો ક્યારેય સફળતા પામી શકતા નથી.''

૧૮. આ લોકો અલ્લાહ સિવાય તેમની ઉપાસના કરી રહ્યા છે જેઓ તેમને ન નુકસાન પહોંચાડી શકે છે, ન ફાયદો, અને કહે છે એમ કે અલ્લાહને ત્યાં આ અમારા ભલામણ કરનારા છે. હે નબી ! એમને કહો, ''શું તમે અલ્લાહને તે વાતની ખબર આપો છો જેના વિષે તે જાણતો નથી કે તે આકાશો અને ધરતીમાં છે ?'' પવિત્ર છે તે અને ઉચ્ચતર છે તે શિર્કથી જે આ લોકો કરે છે.

૧૯. આરંભમાં સૌ મનુષ્યો એક જ ઉમ્મત (સમુદાય) હતા, પાછળથી તેમણે અલગ-અલગ માન્યતાઓ અને પંથ બનાવી લીધા, અને જો તારા રબ તરફથી પહેલાંથી જ એક વાત નક્કી ન કરી દેવાઈ હોત તો જે વસ્તુ બાબતમાં તેઓ એક-બીજા સાથે મતભેદ કરી રહ્યા છે, તેનો નિર્ણય કરી દેવામાં આવ્યો હોત.

૨૦. અને આ જે તેઓ કહે છે કે આ પયગંબર ઉપર તેના રબ તરફથી કોઈ નિશાની શા માટે ન ઉતારવામાં આવી, તો એમને કહો, ''અદૃશ્યનો માલિક અને અધિકારી તો અલ્લાહ જ છે, હવે રાહ જુઓ, હું પણ તમારા સાથે રાહ જોઈ રહ્યો છું.'' (રુકૂઅ-૨)

૨૧. લોકોની હાલત એવી છે કે મુસીબત પછી જ્યારે અમે તેમને કૃપાનો સ્વાદ ચખાડીએ છીએ તો તરત જ તેઓ અમારી નિશાનીઓની બાબતમાં ચાલબાજીઓ શરૂ કરી દે છે. એમને કહો, ''અલ્લાહ પોતાની ચાલમાં તમારા કરતાં વધુ ઝડપી છે, તેના ફરિશ્તાઓ તમારી બધી દગાબાજીઓ નોંધી રહ્યા છે.''

૨૨. તે અલ્લાહ જ છે જે તમને જમીન અને સમુદ્રમાં ચલાવે છે. આથી જ્યારે તમે નૌકાઓમાં સવાર થઈ સાનુકૂળ પવન સાથે હરખાતા-હરખાતા

મુસાફરી કરી રહ્યા હોવ છો અને પછી અચાનક પ્રતિકૂળ પવન જોર પકડે છે અને દરેક દિશામાંથી મોજાની થપાટો વાગે છે અને મુસાફરો સમજી લે છે કે તોફાનમાં ઘેરાઈ ગયા, તે વખતે સૌ પોતાના દીન (ધર્મ)ને અલ્લાહ માટે જ વિશિષ્ટ કરીને તેના પાસે દુઆઓ માગે છે કે, ''જો તેં અમને આ આફતમાંથી ઉગારી લીધા તો અમે આભારી બંદા બનીશું.''

૨૩. પરંતુ જ્યારે તે તેમને ઉગારી લે છે તો પછી તે જ લોકો સત્યથી વિચલિત થઈ ધરતી ઉપર વિદ્રોહ કરવા લાગે છે. લોકો ! તમારો આ વિદ્રોહ તમારા જ વિરૂદ્ધ જઈ રહ્યો છે.

૨૪. દુનિયાના જીવનની ક્ષણિક મજા છે (લૂંટી લો), પછી અમારા તરફ તમારે પાછા ફરવાનું છે, તે વખતે અમે તમને બતાવી દઈશું કે તમે શું-શું કરતા રહ્યા છો. દુનિયાનું આ જીવન (જેમાં મદમસ્ત બનીને તમે અમારી નિશાનીઓ પ્રત્યે બેદરકારી દાખવી રહ્યા છો) તેનું ઉદાહરણ એવું છે જાણે આકાશમાંથી અમે પાણી વરસાવ્યું તો ધરતીની પેદાશ, જેને મનુષ્ય અને પશુઓ સૌ ખાય છે, ખૂબ ભરાવદાર થઈ ગઈ, પછી બરાબર એ જ સમયે જ્યારે ધરતી પુરબહારમાં હતી અને ઊભા પાકો શોભી રહ્યા હતા અને તેમના માલિકો સમજી રહ્યા હતા કે હવે અમે આનો લાભ મેળવવા માટે સમર્થ છીએ, અચાનક રાત્રે કે દિવસે અમારો આદેશ આવી ગયો અને અમે તેને એવા નષ્ટ કરી દીધા કે જાણે કાલે ત્યાં કશું હતું જ નહીં. આવી રીતે અમે નિશાનીઓ ખોલી-ખોલીને રજૂ કરીએ છીએ તે લોકો માટે જેઓ વિચારવા-સમજવાવાળા છે.

૨૫. (તમે આ નાશવંત જીવનના ભ્રમમાં પડી રહ્યા છો) અને અલ્લાહ તમને દારૂસ્-સલામ (સલામતિના ઘર) તરફ બોલાવી રહ્યો છે. (માર્ગદર્શન આપવું તેના અધિકારમાં છે) જેને તે ચાહે છે, સીધો માર્ગ દેખાડી દે છે.

૨૬. જે લોકોએ ભલાઈનો માર્ગ અપનાવ્યો, તેમના માટે ભલાઈ છે અને વધારામાં કૃપા. તેમના ચહેરાઓ ઉપર અંધકાર અને નામોશી નહીં છવાય. તેઓ જન્નત (સ્વર્ગ)ના અધિકારી છે જ્યાં તેઓ હંમેશાં રહેશે.

૨૭. અને જે લોકોએ બૂરાઈઓ કમાવી, તેમની બૂરાઈ જેવી છે તેવો જ બદલો તેઓ પામશે. નામોશી તેમના ઉપર છવાયેલી હશે, અલ્લાહથી કોઈ તેમને બચાવનાર નહીં હોય, તેમના ચહેરાઓ ઉપર એવો અંધકાર છવાયેલો હશે જાણે રાતના કાળા પડદા તેમના ઉપર પડેલા



હોય. તેઓ જહન્નમ (નર્ક)ના અધિકારી છે જ્યાં તેઓ હંમેશાં રહેશે.

૨૮. જે દિવસે અમે તેમને સૌને એક સાથે (પોતાની અદાલતમાં) એકઠા કરીશું, પછી તે લોકોને જેમણે શિર્ક કર્યુ છે, કહીશુ કે થોભો, તમે પણ અને તમારા બનાવેલા ભાગીદારો પણ, પછી અમે તેમના વચ્ચેથી અપરિચિતતાનો પડદો હટાવી લઈશું અને તેમના (ઠરવેલા) ભાગીદારો કહેશે, ''તમે અમારી ઉપાસના તો કરતા ન હતા.

૨૯. અમારા અને તમારા વચ્ચે અલ્લાહની સાક્ષી પૂરતી છે કે (જો તમે અમારી ઉપાસના કરતા પણ હતા તો) અમે તમારી આ ઉપાસનાથી તદ્દન અજાણ હતા.''

૩૦. તે વખતે દરેક મનુષ્ય પોતાની કરણીનો સ્વાદ ચાખી લેશે, સૌને પોતાના સાચા માલિકના તરફ પાછા લઈ જવામાં આવશે અને તે સર્વ જૂઠાણાં જે તેમણે ઘડી રાખ્યા હતા, ગાયબ થઈ જશે. (રુકૂઅ-૩)

૩૧. એમને પૂછો, કોણ તમને આકાશ અને ધરતીમાંથી રોજી આપે છે ? સાંભળવા અને જોવાની આ શક્તિઓ કોના અધિકારમાં છે ? કોણ નિર્જીવમાંથી સજીવને અને સજીવમાંથી નિર્જીવને કાઢે છે ? કોણ દુનિયાની આ વ્યવસ્થાનો ઉપાય કરી રહ્યો છે ? તેઓ જરૂર કહેશે કે અલ્લાહ ! કહો, પછી તમે (સત્યની વિરૂદ્ધ ચાલવાથી) દૂર રહેતા નથી ?

૩૨. ત્યારે તો આ જ અલ્લાહ તમારો સાચો રબ છે. પછી સત્ય પછી પથભ્રષ્ટતા સિવાય બીજું શું બાકી રહી ગયુ ? છેવટે તમે ક્યાં ફેરવવામાં આવી રહ્યા છો ?

૩૩. (હે નબી ! જુઓ,) આવી રીતે અવજ્ઞા કરવાવાળાઓ માટે તમારા રબની વાત સાચી ઠરી કે તેઓ કદાપિ માનશે નહીં.

૩૪. એમને પૂછો, તમારા ઠેરવેલા ભાગીદારોમાંથી કોઈ છે જે સર્જનની શરૂઆત પણ કરતો હોય અને પછી તેનું પુનરાવર્તન પણ કરે ? કહો, ''તે માત્ર અલ્લાહ જ છે જે સર્જનની શરૂઆત પણ કરે છે અને તેનું પુનરાવર્તન પણ.'' પછી તમે કયાં ઊંધા રસ્તા ઉપર ચલાવવામાં આવી રહ્યા છો ?

૩૫. એમને પૂછો, તમારા ઠેરવેલા ભાગીદારોમાં કોઈ એવો પણ છે જે સત્ય તરફ માર્ગદર્શન કરતો હોય ? — કહો, તે માત્ર અલ્લાહ છે જે સત્ય તરફ માર્ગદર્શન કરે છે. પછી હવે બતાવો, જે સત્ય તરફ માર્ગદર્શન કરે છે તે આનો વધુ અધિકારી છે કે તેનું અનુસરણ કરવામાં આવે કે પછી તે જે પોતે માર્ગ પામતો નથી, સિવાય કે તેનું માર્ગદર્શન કરવામાં

આવે ? છેવટે તમને થઈ શું ગયું છે, કેવા ઊંધા ફેસલા કરો છો ?

૩૬. હકીકત એ છે કે તેમના પૈકી ઘણાંખરા લોકો માત્ર અનુમાન અને અટકળ પાછળ ચાલી જઈ રહ્યા છે, જો કે અટકળ સત્યની આવશ્યકતાને સહેજ પણ પૂરી કરતી નથી. જે કંઈ આ લોકો કરી રહ્યા છે, અલ્લાહ તેને સારી રીતે જાણે છે.

૩૭. અને આ કુર્આન એ વસ્તુ નથી જે અલ્લાહની વહી અને શિક્ષા વિના લખી લેવામાં આવે, બલ્કે આ તો પહેલાં જે કંઈ આવી ચૂક્યું હતું તેની પુષ્ટિ અને અલ-કિતાબની વિગતવાર સ્પષ્ટતા કરે છે. (તાત્પર્ય એ છે કે અલ-કિતાબ અર્થાત્ આકાશી ગ્રંથોનો સાર છે, તેમાં પ્રમાણો અને સાક્ષીઓ, ઉદ્દેશ્ય, તેની સમજૂતિ અને સંપૂર્ણ વ્યાખ્યા સાથે વ્યવહારિક પરિસ્થિતિઓ ઉપર ચરિતાર્થ કરીને તે આધારભૂત શિક્ષાઓને બયાન કરવામાં આવેલ છે.) એમાં કોઈ શંકા નથી કે આ સૃષ્ટિના શાસક તરફથી છે.

૩૮. શું આ લોકો કહે છે કે પયગંબરે આને પોતે ઘડી લીધું છે ? કહો, ''જો તમે પોતાના આ આરોપમાં સાચા છો તો એક સૂરઃ આના જેવી ઘડી લાવો અને એક ખુદાને છોડીને જેને-જેને બોલાવી શકતા હોવ, મદદમાં બોલાવી લો.''

૩૯. સાચું એ છે કે જે વસ્તુ તેમના જ્ઞાનની પહોંચમાં ન આવી અને જેનું પરિણામ પણ તેમના સામે નથી આવ્યું, તેને તેમણે (જાણી-બૂઝીને અટકળો દોડાવીને) ખોટું ઠેરવ્યું. આવી જ રીતે તો તેમના પુરોગામીઓ પણ ખોટું ઠેરવી ચૂક્યા છે, પછી જોઈ લો, તે અત્યાચારીઓનું શું પરિણામ આવ્યું.

૪૦. એમનામાંથી કેટલાક લોકો ઈમાન લાવશે અને કેટલાક નહીં લાવે અને તારો રબ આ બગાડ ફેલાવનારાઓને સારી રીતે જાણે છે. (રુકૂઅ-૪)

૪૧. જો આ તને ખોટો ઠેરવે છે તો કહી દે કે, ''મારા કર્મ મારા માટે છે અને તમારા કર્મ તમારા માટે, જે કંઈ હું કરું છું તેની જવાબદારીથી તમે મુક્ત છો અને જે કંઈ તમે કરી રહ્યા છો તેની જવાબદારીમાંથી હું મુક્ત છું.''

૪૨. તેમના પૈકી ઘણાં લોકો છે જેઓ તારી વાતો સાંભળે છે, પરંતુ શું તું બહેરાઓને સંભળાવીશ ચાહે તેઓ કંઈ પણ સમજતા ન હોય ?

૪૩. તેમના પૈકી ઘણાં લોકો છે જે તને જુએ છે, પરંતુ શું તું આંધળાઓને માર્ગદર્શન આપીશ ચાહે તેમને કંઈ સૂઝતું ન હોય ?

૪૪. હકીકત એ છે કે અલ્લાહ લોકો ઉપર અત્યાચાર નથી કરતો, લોકો પોતે જ પોતાના ઉપર અત્યાચાર કરે છે.

૪૫. (આજે આ લોકો દુનિયાના જીવનમાં મદમસ્ત છે) અને જે દિવસે અલ્લાહ તેમને એકઠા કરશે તો (આ જ દુનિયાનું જીવન તેમને એવું લાગશે) જાણે આ લોકો માત્ર એક ક્ષણભર એક-બીજા સાથે પરિચય



કેળવવા માટે રોકાયા હતા. (તે વખતે પુરવાર થઈ જશે કે) હકીકતમાં ભારે નુકસાનમાં રહ્યા તે લોકો જેમણે અલ્લાહની મુલાકાતને ખોટી ઠેરવી અને કદાપિ તેઓ સીધા માર્ગ ઉપર ન હતા.

૪૬. જે ખરાબ પરિણામોથી અમે આમને ડરાવી રહ્યા છીએ, તેનો કોઈ ભાગ અમે તારા જીવતાં દેખાડી દઈએ અથવા તે પહેલાં જ તને ઉઠાવી લઈએ, છેવટે આમને આવવાનું તો અમારા તરફ જ છે અને જે કંઈ આ લોકો કરી રહ્યા છે તેના ઉપર અલ્લાહ સાક્ષી છે.

૪૭. દરેક ઉમ્મત (સમુદાય) માટે એક રસૂલ (ઈશદૂત) છે, પછી જ્યારે કોઈ ઉમ્મત પાસે તેનો રસૂલ આવી જાય છે તો તેનો ફેંસલો સંપૂર્ણ ન્યાયપૂર્વક કરી દેવામાં આવે છે અને તેના ઉપર સહેજ પણ અત્યાચાર કરવામાં આવતો નથી.

૪૮. કહે છે, જો તમારી આ ધમકી સાચી હોય તો છેવટે તે ક્યારે પૂરી થશે ?

૪૯. કહો, ''મારા અધિકારમાં તો સ્વયં મારો નફો-નુકસાન પણ નથી, બધું જ અલ્લાહની ઈચ્છા ઉપર નિર્ભર છે. દરેક ઉમ્મત માટે મહેતલની એક મુદ્દત છે. જ્યારે આ મુદ્દત સમાપ્ત થઈ જાય છે તો ક્ષણભર માટે પણ આગળ-પાછળ થતું નથી.''

૫૦. એમને કહો, ક્યારેય તમે એ પણ વિચાર્યું કે અલ્લાહની યાતના ઓચિંતી રાત્રે કે દિવસે આવી જાય (તો તમે શું કરી શકો છો ?) છેવટે આ એવી કઈ વસ્તુ છે જેના માટે ગુનેગારો ઉતાવળા થાય ?

૫૧. શું જ્યારે તે તમારા ઉપર આવી પડે ત્યારે જ તમે તેને માનશો ? — હવે બચવા માગો છો ? જ્યારે કે તમે પોતે જ તેના જલ્દી આવવા માટે તકાદો કરી રહ્યા હતા.

૫૨. પછી જાલિમોને કહેવામાં આવશે કે હવે કાયમી યાતનાનો સ્વાદ ચાખો, જે કંઈ તમે કમાતા રહ્યા છો, તેના બદલા સિવાય અન્ય કયો બદલો તમને આપી શકાય છે ?

૫૩. પછી પૂછે છે, શું હકીકતમાં એ સાચું છે જે તમે કહી રહ્યા છો ? કહો, ''મારા રબના સોગંદ ! આ તદ્દન સાચું છે અને તમે એટલુ સામર્થ્ય ધરાવતા નથી કે તેને પ્રગટ થતું રોકી શકો.'' (રુકૂઅ-૫)

૫૪ જો તે દરેક મનુષ્ય પાસે, જેણે જુલમ કર્યો છે, ધરતીની સમગ્ર દોલત પણ હોય તો આ સજામાંથી બચવા માટે તે તેને ફિદયા (આર્થિક-દંડ) તરીકે આપવા માટે તૈયાર થઈ જશે. જ્યારે તેઓ તે યાતનાને જોઈ લેશે તો મનોમન પસ્તાવો કરશે, પરંતુ તેમના વચ્ચે સંપૂર્ણ ન્યાયપૂર્વક ફેંસલો કરવામાં આવશે, કોઈ અત્યાચાર તેમના ઉપર નહીં થાય.

૫૫. સાંભળો ! આકાશો અને ધરતી ઉપર જે કંઈ છે, અલ્લાહનું છે.

સાંભળી લો ! અલ્લાહનો વાયદો સાચો છે, પરંતુ ઘણાંખરા મનુષ્યો જાણતા નથી.

૫૬. તે જ જીવન પ્રદાન કરે છે અને તે જ મૃત્યુ આપે છે અને તેના જ તરફ તમને સૌને પાછા ફરવાનું છે.

૫૭. લોકો ! તમારા પાસે તમારા રબ તરફથી બોધ આવી ગયો છે. આ તે વસ્તુ છે જે હૃદયોના રોગોનો ઇલાજ છે અને જેઓ તેને સ્વીકારી લે તેમના માટે માર્ગદર્શન અને કૃપા છે.

૫૮. હે નબી ! કહો, ''આ અલ્લાહની કૃપા અને તેની મહેરબાની છે કે આ વસ્તુ તેણે મોકલી, આ માટે તો લોકોએ ખુશી મનાવવી જોઈએ, આ તે બધી વસ્તુઓથી સારી છે જેને લોકો એકઠી કરી રહ્યા છે.''

૫૯. હે નબી ! એમને કહો, ''તમે લોકોએ ક્યારેય એ પણ વિચાર્યું છે કે જે રોજી અલ્લાહે તમારા માટે ઉતારી હતી તેમાંથી તમે પોતે જ કોઈને હરામ (અવૈધ) અને કોઈને હલાલ (વૈધ) ઠેરવી દીધી !'' એમને પૂછો, ''અલ્લાહે તમને આની પરવાનગી આપી હતી ? અથવા તમે અલ્લાહ ઉપર જૂઠ ઘડી રહ્યા છો ? ''

૬૦. જે લોકો અલ્લાહ ઉપર જૂઠ ઘડે છે તેમનું શું માનવું છે કે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તેમના સાથે કેવો વ્યવહાર થશે ? અલ્લાહ તો લોકો ઉપર દયા-દૃષ્ટિ રાખે છે, પરંતુ ઘણાંખરા મનુષ્યો એવા છે જેઓ કૃતજ્ઞ બનતા નથી. (રુકૂઅ-૬)

૬૧. હે નબી ! તમે જે સ્થિતિમાં પણ હોવ છો અને કુર્આનમાંથી જે કંઈ પણ સંભળાવો છો, અને લોકો ! તમે પણ જે કંઈ કરો છો, તે બધા સમયે અમે તમને જોતા રહીએ છીએ. કોઈ અણુ માત્ર વસ્તુ આકાશ અને ધરતીમાં એવી નથી, ન નાની કે મોટી, જે તારા રબની નજરથી છૂપાયેલ હોય અને એક સ્પષ્ટ પત્રકમાં નોંધાયેલ ન હોય.

૬૨-૬૩. સાંભળો ! જેઓ અલ્લાહના મિત્રો છે, જેઓ ઈમાન લાવ્યા અને જેમણે તકવા (સંયમ અને અલ્લાહથી ડર)નો માર્ગ અપનાવ્યો તેમના માટે કોઈ ભય અને દુઃખની શક્યતા નથી.

૬૪. દુનિયા (આલોક) અને આખિરત (પરલોક) બંને જિંદગીઓમાં તેમના



માટે ખુશખબર જ ખુશખબર છે. અલ્લાહની વાતો બદલાઈ શકતી નથી. આ જ મોટી સફળતા છે.

૬૫. હે નબી ! આ લોકો જે વાતો તારા વિરૂદ્ધ બનાવે છે તે તને દુઃખી ન કરે, સન્માન અને પ્રતિષ્ઠા સંપૂર્ણપણે અલ્લાહના અધિકારમાં છે અને તે બધુ જ સાંભળે અને જાણે છે.

૬૬. જાણી લો ! આકાશોના વસનારા હોય કે ધરતીના, સૌ અલ્લાહના આધિન છે, અને જે લોકો અલ્લાહ સિવાય કેટલાક (પોતે ઘડી કાઢેલા) ભાગીદારોને પોકારી રહ્યા છે, તેઓ નરી અટકળના અનુયાયીઓ છે અને માત્ર અનુમાનથી કામ કરી રહ્યા છે.

૬૭. તે અલ્લાહ જ છે જેણે તમારા માટે રાત બનાવી કે જેથી તેમાં શાંતિ પ્રાપ્ત કરો અને દિવસને પ્રકાશિત બનાવ્યો. આમાં નિશાનીઓ છે તે લોકો માટે જેઓ (ખુલ્લા કાનથી પયગંબરના સંદેશને) સાંભળે છે.

૬૮. લોકોએ કહી દીધું કે અલ્લાહે કોઈને પુત્ર બનાવ્યો છે. સુબ્હાનલ્લાહ ! (અર્થાત્ અલ્લાહ દરેક ખામીથી પવિત્ર છે.) તે તો બેનિયાઝ (અપેક્ષારહિત) છે, આકાશો અને ધરતીમાં જે કંઈ છે બધું જ તેની મિલ્કત છે. તમારા પાસે આ કથન માટે છેવટે શું પ્રમાણ છે ? શું તમે અલ્લાહ વિષે તે વાતો કહો છો જે તમારા જ્ઞાનમાં નથી ?

૬૯. હે નબી ! કહી દો કે જે લોકો અલ્લાહ ઉપર જૂઠુ આળ મૂકે છે તેઓ કદાપિ સફળતા પામી શકતા નથી.

૭૦. અલ્પકાલીન દુનિયાની જિંદગીમાં મજા કરી લો, પછી અમારા તરફ તેમને પાછા ફરવાનું છે, પછી અમે તે કુફ્ર (ઇન્કાર)ના બદલામાં, જેનું આચરણ તેઓ કરી રહ્યા છે, તેમને સખત યાતનાનો સ્વાદ ચખાડીશું. (રુકૂઅ-૭)

૭૧. આમને નૂહનો કિસ્સો સંભળાવો, તે સમયનો કિસ્સો જયારે તેણે પોતાની કોમને કહ્યું હતું, ''હે મારી કોમના ભાઈઓ ! જો મારૂં તમારા વચ્ચે રહેવું અને અલ્લાહની આયતો સંભળાવી-સંભળાવીને તમને ગફલતમાંથી જગાવવું તમારા માટે અસહ્ય થઈ ગયું છે તો મારો ભરોસો અલ્લાહ ઉપર છે, તમે તમારા ઠેરવેલા ભાગીદારોને સાથે લઈ એક સર્વસંમત નિર્ણય કરી લો અને જે યોજના તમે વિચારી કાઢી હોય તેને બરાબર સમજી-વિચારી લો, જેથી તેનું કોઈ પાસું તમારી નજર બહાર ન રહે, પછી મારા વિરૂદ્ધ તેને અમલમાં મૂકો અને મને કદાપિ મહેતલ ન આપો.

૭૨. તમે મારા ઉપદેશથી મોઢું ફેરવ્યું (તો મારૂં શું નુકસાન કર્યું) હું તમારા પાસેથી કોઈ બદલો માગતો ન હતો, મારો બદલો તો અલ્લાહના શિરે છે, અને મને હુકમ આપવામાં આવ્યો છે કે (ચાહે કોઈ માને કે ન માને) હું પોતે મુસ્લિમ (અલ્લાહનો આજ્ઞાકારી) બનીને રહું.''

૭૩. — તેમણે તેને ખોટો ઠેરવ્યો અને પરિણામ એ આવ્યું કે અમે તેને અને એ લોકોને જેઓ તેના સાથે નૌકામાં હતા, બચાવી લીધા અને તેમને જ ધરતી ઉપર ઉત્તરાધિકારી બનાવ્યા અને એ સૌને ગરકાવ કરી દીધા જેમણે અમારી આયતોને ખોટી ઠેરવી હતી. પછી જોઈ લો કે જેમને ચેતવવામાં આવ્યા હતા (અને તેમ છતાં જેઓ માન્યા નહીં) તેમનું પરિણામ શું આવ્યું ?

૭૪. ત્યારબાદ નૂહ પછી અમે જુદા-જુદા પયગંબરોને તેમની કોમો તરફ મોકલ્યા અને તેઓ તેમના પાસે સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા, પરંતુ જે વસ્તુને તેમણે પહેલાં ખોટી ઠેરવી હતી તેને ફરીથી માની નહીં, આવી રીતે અમે હદ વટાવી જનારાઓના હૃદયો ઉપર મહોર મારી દઈએ છીએ.

૭૫. ત્યારબાદ તેમના પછી અમે મૂસા અને હારૂનને પોતાની નિશાનીઓ સાથે ફિરઔન અને તેના આગેવાનો તરફ મોકલ્યા, પરંતુ તેમણે પોતાની મોટાઈનો ઘમંડ કર્યો અને તેઓ ગુનેગાર લોકો હતા.

૭૬. પછી જયારે અમારા પાસેથી સત્ય તેમના સામે આવ્યુ તો તેમણે કહી દીધું કે આ તો ખુલ્લો જાદૂ છે.

૭૭. મૂસાએ કહ્યું ''તમે સત્યને આવું કહો છો જયારે કે તે તમારા સામે આવી ગયું ? શું આ જાદુ છે ? જો કે જાદુગરો સફળતા પામતા નથી.''

૭૮. તેમણે જવાબમાં કહ્યું, ''શું તું એટલા માટે આવ્યો છે કે અમને તે માર્ગથી ફેરવી દે જેના ઉપર અમે અમારા બાપ-દાદાઓને જોયા છે, અને ભૂમિ ઉપર મોટાઈ તમારા બંનેની કાયમ થઈ જાય ? તમારી વાત તો અમે માનવાના નથી.''

૭૯. અને ફિરઔને (પોતાના માણસોને) કહ્યું, ''દરેક જાદુ-વિદ્યાના પ્રવીણ જાદુગરોને મારા સમક્ષ હાજર કરો.''

૮૦. જયારે જાદુગરો આવી ગયા તો મૂસાએ તેમને કહ્યું, ''તમારે જે ફેંકવું હોય, ફેંકો.''

૮૧. પછી જયારે તેમણે પોતાની જાદુ કરેલી વસ્તુઓ ફેંકી દીધી તો મૂસાએ કહ્યું, ''આ તમે જે કંઈ ફેંક્યું છે તે જાદુ છે. અલ્લાહ હમણાં જ તેને વ્યર્થ કરી દે છે. બગાડ ફેલાવનારાઓના કામ અલ્લાહ સુધરવા દેતો નથી



૮૨. અને અલ્લાહ પોતાના ફરમાનો વડે સત્યને સત્ય કરી દેખાડે છે, ચાહે ગુનેગારોને તે ગમે તેટલું અપ્રિય હોય.''(રુકૂઅ-૮)

૮૩. (પછી જુઓ કે) મૂસાને તેની કોમના થોડાક નવયુવકો સિવાય કોઈએ ન માન્યો, ફિરઔનના ડરથી અને સ્વયં પોતાની કોમના આગેવાનોની બીકથી (જેમને ભય હતો કે) ફિરઔન તેમને યાતના આપશે અને હકીકત એ છે કે ફિરઔનને દેશમાં વર્ચસ્વ પ્રાપ્ત હતું અને તે એ લોકોમાંથી હતો જેઓ કોઈ મર્યાદાનું પાલન નથી કરતા.

૮૪. મૂસાએ પોતાની કોમને કહ્યું કે ''લોકો ! જો તમે હકીકતમાં અલ્લાહ ઉપર ઈમાન ધરાવતા હોવ તો તેના ઉપર ભરોસો કરો જો તમે મુસલમાન છો.''

૮૫. તેમણે જવાબ આપ્યો, ''અમે અલ્લાહ ઉપર જ ભરોસો કર્યો, હે અમારા રબ ! અમને જાલિમ લોકો માટે ફિત્નો ન બનાવ

૮૬. અને પોતાની કૃપાથી અમને કાફિરો (અધર્મીઓ)થી મુક્તિ આપ.''

૮૭. અને અમે મૂસા અને તેના ભાઈને નિર્દેશ કર્યો, ''મિસરમાં થોડાક મકાન પોતાની કોમ માટે તૈયાર કરાવો અને પોતાના આ મકાનોને કિબ્લા બનાવી લો અને નમાઝ કાયમ કરો અને ઈમાનવાળાઓને ખુશખબર આપી દો.''

૮૮. મૂસાએ દુઆ કરી, ''હે અમારા રબ ! તેં ફિરઔન અને તેના સરદારોને દુનિયાની જિંદગીમાં વૈભવ અને ધન-દોલત વડે નવાજ્યા છે. હે રબ ! શું આ એટલા માટે છે કે તેઓ લોકોને તારા માર્ગથી ભટકાવે ? હે રબ ! તેમનું ધન નષ્ટ કરી દે અને તેમના હૃદયો ઉપર એવી મહોર મારી દે કે ઈમાન ન લાવે જ્યાં સુધી પીડાકારી યાતના ન જોઈ લે.''

૮૯. અલ્લાહે જવાબમાં ફરમાવ્યું, ''તમારા બંનેની દુઆ કબૂલ કરવામાં આવી. મક્કમ રહો અને તે લોકોના માર્ગનું કદાપિ અનુસરણ ન કરો જેઓ જ્ઞાન ધરાવતા નથી.''

૯૦. અને અમે બની ઈસરાઈલને સમુદ્રમાંથી પાર કરી લઈ ગયા. પછી ફિરઔન અને તેનું લશ્કર અત્યાચાર અને અતિરેક કરવાના આશયથી તેમના પાછળ ચાલ્યું — ત્યાં સુધી કે જયારે ફિરઔન ડૂબવા

લાગ્યો તો બોલી ઉઠ્યો, ''મેં માની લીધું કે સાચો ખુદા તેના સિવાય કોઈ નથી જેના ઉપર બની ઈસરાઈલ ઈમાન લાવ્યા, અને હું પણ આજ્ઞાપાલનમાં માથું ઝુકાવી દેનારાઓ પૈકીનો છું.''

૯૧. (જવાબ આપ્વામાં આવ્યો) ''હવે ઈમાન લાવે છે ! જો કે આ પહેલાં તો નાફરમાની કરતો રહ્યો અને બગાડ ફેલાવનારાઓ પૈકી હતો.

૯૨. હવે તો અમે માત્ર તારા શબને જ બચાવીશું, જેથી પાછળની પેઢીઓ માટે બોધપાઠની નિશાની બને. જો કે ઘણાંખરા મનુષ્યો એવા છે જેઓ અમારી નિશાનીઓ પ્રત્યે બેદરકારી દાખવે છે.'' (રુકૂઅ-૯)

૯૩. અમે બની ઈસરાઈલને ઘણું સારું ઠેકાણું આપ્યું અને ઘણી ઉત્તમ જીવન-સામગ્રી તેમને પ્રદ'ન કરી. પછી તેમણે એક-બીજા સાથે મતભેદ ન કર્યો, પરંતુ તે વખતે જ્યારે જ્ઞાન તેમના પાસે આવી ચૂક્યું હતું. નિશ્ચિત રૂપે તારો રબ કયામતના દિવસે તેમના વચ્ચે આ વસ્તુનો નિર્ણય કરી દેશે જેમાં તેઓ મતભેદ કરતા રહ્યા છે.

૯૪. હવે જો તને તે માર્ગદર્શન બાબતમાં સહેજ પણ શંકા હોય, જે અમે તારા ઉપર અવતરિત કર્યું છે, તો એ લોકોને પૂછી લે જેઓ પહેલાંથી ગ્રંથ પઢી રહ્યા છે. હકીકતમાં આ તારા પાસે સત્ય જ આવ્યું છે તારા રબ તરફથી, આથી તું શંકા કરનારાઓ પૈકીનો ન થા

૯૫. અને તે લોકોમાં સામેલ ન થા જેમણે અલ્લાહની આયતોને ખોટી ઠેરવી છે, નહીં તો તું નુકસાન ભોગવનારાઓમાંથી હોઈશ.

૯૬-૯૭. હકીકત એ છે કે જે લોકો ઉપર તારા રબનો કોલ સાચો ઠર્યો છે, તેમના સામે ચાહે કોઈ પણ નિશાની આવી જાય, તેઓ કદાપિ ઈમાન લાવતા નથી જ્યાં સુધી પીડાકારી યાતના સામે આવતી ન જોઈ લે.

૯૮. પછી શું આવું કોઈ ઉદાહરણ છે કે એક વસ્તી યાતના જોઈને ઈમાન લાવી હોય અને તેનું ઈમાન લાવવું તેના માટે લાભદાયક પુરવાર થયું હોય ? યૂનુસની કોમ સિવાય (આનું કોઈ ઉદાહરણ નથી), તે કોમ જ્યારે ઈમાન લઈ આવી હતી તો, અલબત્ત અમે તેના ઉપરથી દુનિયાના જીવનમાં નામોશીની યાતના ટાળી દીધી હતી અને તેને એક નિશ્ચિત સમય સુધી જીવનથી લાભાન્વિત થવાની તક આપી દીધી હતી.



૯૯. જો તારા રબની ઈચ્છા આ હોત (કે ધરતીમાં બધા જ મોમિન અને આજ્ઞાંકિત જ હોય) તો બધા જ ધરતીવાસીઓ ઈમાન લાવી ચૂક્યા હોત. પછી શું તું લોકોને મજબૂર કરીશ કે તેઓ મોમિન (ઈમાનવાળા) થઈ જાય ?

૧૦૦. કોઈ મનુષ્ય અલ્લાહના હુકમ વિના ઈમાન નથી લાવી શકતો. અને અલ્લાહનો નિયમ આ છે કે જે લોકો બુદ્ધિનો ઉપયોગ નથી કરતા તે તેમના ઉપર ગંદકી નાખી દે છે.

૧૦૧. એમને કહો, ''ધરતી અને આકાશોમાં જે કંઈ છે તેને આંખો ખોલીને જુઓ.'' અને જે લોકો ઈમાન લાવવા જ નથી માગતા તેમના માટે નિશાનીઓ અને ચેતવણીઓ છેવટે શું લાભપ્રદ થઈ શકે છે ?

૧૦૨. હવે આ લોકો તેના સિવાય કઈ વસ્તુની પ્રતીક્ષા કરી રહ્યા છે કે તે જ ખરાબ દિવસો જુએ જે તેમના પહેલાં થઈ ગયેલા લોકો જોઈ ચૂક્યા છે ? એમને કહો, ''સારું રાહ જુઓ, હું પણ તમારા સાથે રાહ જોઉં છું.''

૧૦૩. પછી (જ્યારે આવો સમય આવે છે તો) અમે પોતાના રસૂલોને અને તે લોકોને બચાવી લઈએ છીએ જેઓ ઈમાન લાવ્યા હોય. અમારી આ જ રીત છે. અમારા ઉપર આ ફરજ છે કે અમે ઈમાનવાળાઓને બચાવી લઈએ. (રુકૂઅ-૧૦)

૧૦૪. હે નબી ! કહી દો, ''લોકો ! જો તમે હજુ મારા દીન (ધર્મ)ની બાબતમાં કોઈ શંકામાં છો, તો સાંભળી લો કે તમે અલ્લાહ સિવાય જેમની બંદગી કરો છો, હું તેમની બંદગી નથી કરતો, બલ્કે માત્ર તે જ અલ્લાહની બંદગી કરું છું જેના અધિકારમાં તમારૂં મુત્યુ છે. મને આદેશ આપવામાં આવ્યો છે કે હું ઈમાન લાવનારાઓ પૈકીનો હોઉં.

૧૦૫. અને મને આદેશ આપવામાં આવ્યો છે કે તું એકાગ્ર થઈને પોતાને દૃઢતાપૂર્વક આ દીન (ધર્મ) ઉપર કાયમ કરી દે, અને કદાપિ મુશ્રિકો પૈકીનો ન થા.

૧૦૬. અને અલ્લાહને છોડીને કોઈ એવી હસ્તીને ન પોકાર જે તને ન તો ફાયદો પહોંચાડી શકે છે ન નુકસાન. જો તું આમ કરીશ તો અત્યાચારીઓ પૈકીનો હોઈશ.

૧૦૭. જો અલ્લાહ તને કોઈ આપત્તિમાં નાખે તો સ્વયં તેના સિવાય કોઈ નથી જે આ આપત્તિને ટાળી દે અને જો તે તારા હિતમાં કોઈ ભલાઈનો ઈરાદો કરે, તો તેની કૃપાને બદલનાર પણ કોઈ નથી. તે પોતાના બંદાઓ પૈકી જેને ચાહે છે પોતાની કૃપા વડે નવાજે છે

અને તે ક્ષમા કરનાર અને દયાળુ છે.''

૧૦૮. હે પયગંબર ! કહી દો કે ''લોકો ! તમારા પાસે તમારા રબ તરફથી સત્ય આવી ગયું છે. હવે જે સીધો માર્ગ અપનાવે, તેનું સીધા માર્ગ ઉપર ચાલવું તેના જ માટે લાભદાયક છે અને જે પથભ્રષ્ટ રહે તેની પથભ્રષ્ટતા તેના જ માટે વિનાશકારી છે, અને હું તમારા ઉપર કોઈ રખેવાળ નથી.''

૧૦૯. અને હે નબી ! તમે તે માર્ગદર્શનનું અનુસરણ કરતા રહો જે તમારા તરફ વહી મારફતે મોકલવામાં આવી રહ્યું છે અને ધૈર્ય રાખો ત્યાં સુધી કે અલ્લાહ ફેંસલો કરી દે, અને તે જ સૌથી શ્રેષ્ઠ ફેંસલો કરનાર છે. (રુકૂઅ-૧૧)



# (૧૧) હૂદ

## પરિચય

**ઉતરાણકાળ :**

આ સૂરઃના વિષય ઉપર વિચાર કરતાં જણાય છે કે આ એ જ જમાનામાં ઊતરી હશે જેમાં સૂરઃ યૂનુસ ઊતરી હતી, બલ્કે, સૂરઃ યૂનુસ પછી તરત જ ઊતરી હોય એ પણ સંભવ છે. આનું કારણ એ છે કે આના પ્રવચનનો વિષય પણ એ જ છે જે સૂરઃ યૂનુસનો છે. પરંતુ આમાં ચેતવણીની શૈલી સૂરઃ યૂનુસ કરતાં વધુ તીવ્ર છે.

હદીસમાં આવે છે કે હઝરત અબૂબક્ર (રદિ.)એ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ને કહ્યું, ''હું જોઉં છું કે આપ વૃદ્ધ થતાં જઈ રહ્યા છો. આનું શું કારણ છે ?'' જવાબમાં આપ (સલ્લ.)એ ફરમાવ્યું, ''મને સૂરઃ હૂદ અને તેના જેવા જ વિષયવાળી સૂરઃઓએ વૃદ્ધ કરી દીધો છે.'' આનાથી અંદાજ કરી શકાય છે કે એ જમાનો પયગંબર (સલ્લ.) માટે કેટલો મુશ્કેલીભર્યો હશે જ્યારે કે એક બાજુ મક્કાના કાફિરો પોતાના તમામ શસ્ત્રો વડે આ સત્ય-સંદેશને કચડી નાખવા પ્રયત્ન કરી રહ્યા હતા અને બીજી બાજુ અલ્લાહ તરફથી નિરંતર આ ચેતવણીઓ ઊતરી રહી હતી. આ સંજોગોમાં આપ (સલ્લ.)ને દરેક ક્ષણે એ આશંકા ક્ષીણ કરી રહી હતી કે ક્યાંક અલ્લાહે આપેલી મહેતલ સમાપ્ત ન થઈ જાય અને તે છેલ્લી ઘડી ન આવી જાય, જ્યારે અલ્લાહ કોઈ કોમને પ્રકોપમાં ઝડપી લેવાનો નિર્ણય કરી લે છે. હકીકતમાં આ સૂરઃ વાંચતી વખતે એવું જણાય છે, જાણે એક પૂરનો બંધ તૂટવાનો જ છે અને આ પૂરની લપેટમાં આવનારી ગાફેલ વસ્તીને ચેતવણી આપવામાં આવી રહી છે.

**વિષયવસ્તુ :**

પ્રવચનનો વિષય ઉપર જણાવી ગયા છીએ તેમ એ જ છે જે સૂરઃ યૂનુસનો છે અર્થાત્ આહવાન્ અને ચેતવણી. પરંતુ આમાં એટલો તફાવત છે કે સૂરઃ યૂનુસની સરખામણીમાં અહીં આમંત્રણ સંક્ષિપ્ત છે, સમજાવવાની શૈલીમાં દલીલો ઓછી અને ઉપદેશ વધારે છે જ્યારે ચેતવણી વિગતવાર અને જોરદાર છે.

આહવાન્ એ છે કે પયગંબરની વાત માનો, અનેકેશ્વરવાદી કૃત્યો ત્યજી દો, સૌની બંદગી છોડીને અલ્લાહના બંદા બનો અને પોતાના ભૌતિક જીવનની સમગ્ર વ્યવસ્થાની સ્થાપના તે ભાવના સાથે કરો કે આખિરત (પરલોક)માં તમારે જવાબ આપવાનો છે.

સમજાવવામાં એ આવી રહ્યું છે કે દુન્યવી જીવનના બાહ્ય પાસાં ઉપર

ભરોસો કરીને જે જાતિઓએ અલ્લાહના પયગંબરોના આમંત્રણને ખોટું ઠેરવી દીધું છે તે આ અગાઉ ખૂબં ખરાબ પરિણામ ભોગવી ચૂકી છે. ઇતિહાસના સતત અનુભવો, જેને નિર્ણયાત્મક રીતે વિનાશનો માર્ગ પુરવાર કરી ચૂકયા છે તમે હજુ પણ તેના જ ઉપર ચાલો, તે શું જરૂરી છે ?

ચેતવણી એ છે કે સજા અને યાતનાના આગમનમાં જે વિલંબ થઈ રહ્યો છે તે હકીકતમાં એ મહેતલ છે જે અલ્લાહ પોતાની કૃપાથી તમને આપી રહ્યો છે. આ મુદ્દત દરમ્યાન જો તમે પોતાનું આચરણ નહીં સુધારો તો તે યાતના અને આપત્તિ આવી જશે જે કોઈના ટાળવાથી ટળશે નહીં અને મુઠ્ઠીભર ઈમાનવાળાઓ સિવાય તમારી આખી કોમનું અસ્તિત્વ ભૂંસાઈ જશે.

આ વિષય વ્યકત કરવા પ્રત્યક્ષ સંબોધનને બદલે નૂહ, હૂદ, સમૂદ અને લૂતની કોમ, મદયનના લોકો તથા ફિરઔનની કોમના વૃત્તાંતોનો વધુ ઉપયોગ કરવામાં આવ્યો છે. આ ઘટનાઓમાં જે વાત ઉપર વધુ ભાર મૂકવામાં આવ્યો છે તે એ છે કે અલ્લાહ જયારે ન્યાય કરવા બેસે છે ત્યારે નિષ્પક્ષ અને પ્રગટ ન્યાય આપે છે. તેમાં કોઈના સાથે સહેજ પણ નમ્રતા દાખવવામાં આવતી નથી. ત્યારે કોણ કોનો પુત્ર છે અને કોનો સંબંધી છે તે જોવામાં આવતું નથી. કૃપા ફકત તેના જ ભાગ્યમાં આવે છે જે સન્માર્ગ ઉપર આવી ગયો હોય, નહીં તો અલ્લાહના પ્રકોપથી ન કોઈનો પુત્ર બચે છે, ન કોઈની પત્ની. એટલું જ નહીં બલ્કે, જયારે સત્ય અને અસત્યનો સ્પષ્ટ ફેંસલો થઈ રહ્યો હોય છે ત્યારે ઈમાનવાળા પણ પિતા-પુત્ર અને પતિ-પત્નીનાં સંબંધો ભુલાવી દઈને અલ્લાહના ન્યાયની તલવારની જેમ સંપૂર્ણપણે નિષ્પક્ષ બની સત્યના સગપણ સિવાયના દરેક સગપણને કાપી નાખે છે, તે દીનના સ્વભાવનો પણ તકાદો હોય છે. આવા પ્રસંગે લોહી અને વંશના સગપણનો થોડોક પણ આદર ઇસ્લામની ભાવનાથી વિરૂદ્ધ છે. આ જ તે શિક્ષણ હતું જે ત્રણ-ચાર વર્ષ પછી મક્કાના હિજરત કરનારા મુસલમાનોએ બદ્રના યુદ્ધ પ્રસંગે સંપૂર્ણપણે આચરણમાં મૂકી દેખાડયું હતું.



# (૧૧) સૂરઃ હૂદ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧૦ • આયતો : ૧૨૩)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે

૧. અલિફ-લામ-રા. અધ્યાદેશ છે, જેની આયતો સુદૃઢ અને સ્પષ્ટતાપૂર્વક વર્ણવવામાં આવી છે, એક તત્ત્વદર્શી અને માહિતગાર હસ્તી તરફથી,

૨. કે તમે બંદગી ન કરો, પરંતુ અલ્લાહની. હું તેના તરફથી તમને ચેતવણી આપનાર પણ છું અને ખુશખબર આપનાર પણ.

૩. અને એ કે તમે પોતાના રબ (પ્રભુ) પાસે માફી માગો અને તેના તરફ પાછા ફરો તો તે એક ખાસ મુદ્દત સુધી તમને ઉત્તમ જીવન-સામગ્રી આપશે અને પ્રત્યેક શ્રેષ્ઠને તેની શ્રેષ્ઠતા પ્રદાન કરશે. પરંતુ જો તમે વિમુખ થાઓ છો તો હું તમારા માટે એક અત્યંત ભયંકર દિવસની યાતનાથી ડરું છું.

૪. તમને સૌને અલ્લાહ તરફ પાછા ફરવાનું છે અને તે બધું જ કરી શકે છે.

૫. જુઓ, આ લોકો પોતાની છાતીઓ બેવડી કરે છે જેથી તેનાથી છૂપાઈ જાય. ખબરદાર ! જયારે આ લોકો વસ્ત્રોથી સ્વયં પોતાને ઢાંકે છે, ત્યારે અલ્લાહ તેઓ જે છૂપાવે છે તેને પણ જાણે છે અને જે જાહેર કરે છે તેને પણ. તે તો તે રહસ્યોથી પણ વાકેફ છે જે છાતીઓમાં છે.

૬. ધરતી ઉપર ચાલનાર કોઈ પ્રાણી એવું નથી જેની રોજી અલ્લાહના શિરે ન હોય અને જેના વિષે તે ન જાણતો હોય કે કયાં તે રહે છે, અને કયાં તેને સોંપવામાં આવે છે, બધું જ એક સ્પષ્ટ પત્રકમાં નોંધાયેલું છે.

૭. અને તે જ છે જેણે આકાશો અને ધરતીને છ દિવસોમાં પેદા કર્યા – જયારે કે આ પહેલાં તેનું સિંહાસન પાણી ઉપર હતું – જેથી તમારી પરીક્ષા કરે કે તમારામાં કોણ વધુ સારા કર્મ કરનાર છે. હવે જો હે નબી ! તમે કહો છો કે લોકો, મૃત્યુ પછી તમે બીજી વાર ઉઠાવવામાં આવશો, તો ઇન્કાર કરનારા તરત જ બોલી ઊઠે છે કે આ તો સ્પષ્ટ જાદુ છે.

૮. અને જો અમે એક નિયત સમય સુધી તેમની સજાને મોકૂફ રાખીએ

છીએ, તો તેઓ કહેવા લાગે છે કે છેવટે કઈ વસ્તુએ તેને રોકી રાખી છે ? સાંભળો, જે દિવસે તે સજાનો સમય આવી જશે તો તેને કોઈના ટાળ્યે ટાળી શકાશે નહીં અને તે જ વસ્તુ આવીને તેમને ઘેરી લેશે જેની તેઓ મજાક ઉડાવી રહ્યા છે. (રુકૂઅ-૧)

૯. જો ક્યારેક અમે મનુષ્યને પોતાની કૃપા વડે નવાજ્યા પછી પાછો તેને તેનાથી વંચિત કરી દઈએ છીએ તો તે નિરાશ થાય છે અને અપકાર કરવા લાગે છે.

૧૦. અને જો તે આપત્તિ પછી જે તેના ઉપર આવી હતી, અમે તેને નેઅ્મત (કૃપા)નો સ્વાદ ચખાડીએ છીએ તો કહે છે કે મારી તો બધી આપત્તિઓ દૂર થઈ ગઈ, પછી તે ફુલાય છે અને ઘમંડ કરવા લાગે છે.

૧૧. આ દોષથી મુક્ત જો કોઈ છે તો માત્ર તે જ લોકો જેઓ ધૈર્યવાન અને સત્કર્મીઓ છે. અને તેઓ જ છે જેમના માટે ક્ષમા પણ છે અને મોટું વળતર પણ.

૧૨. તો હે પયગંબર ! ક્યાંક એવું ન થાય કે તમે આ વસ્તુઓમાંથી કોઈ વસ્તુને (વર્ણન કરવાથી) ચૂકી જાઓ જે તમારા તરફ વહી કરવામાં આવી રહી છે અને આ વાત ઉપર તમારૂં હૃદય દુઃખી થાય કે તેઓ કહેશે, ''આ વ્યક્તિ ઉપર કોઈ ખજાનો શા માટે ઉતારવામાં ન આવ્યો ?'' અથવા એ કે, ''આની સાથે કોઈ ફરિશ્તો કેમ ન આવ્યો ?'' તમે તો માત્ર ચેતવનારા છો, આગળ દરેક વસ્તુ અલ્લાહના હવાલે છે.

૧૩. શું આ લોકો કહે છે કે પયગંબરે આ ગ્રંથ પોતે ઘડી કાઢ્યો છે ? કહો, ''સારું, જો આ વાત છે તો આના જેવી દસ સૂરઃઓ તમે ઘડી લાવો અને અલ્લાહ સિવાય બીજા જે-જે (તમારા ઉપાસ્ય) છે તેમને મદદમાં બોલાવી શકતા હોવ તો બોલાવી લો, જો તમે (તેમને ઉપાસ્ય સમજવામાં) સાચા છો.

૧૪. હવે જો તેઓ (તમારા ઉપાસ્ય) તમારી મદદમાં નથી આવતા તો જાણી લો કે આ અલ્લાહના જ્ઞાન સાથે અવતરિત થયો છે અને એ કે અલ્લાહ સિવાય કોઈ સાચો ઉપાસ્ય નથી. પછી શું તમે (આ સાચી વાત આગળ) માથું ઝુકાવો છો ?''

૧૫. જે લોકો માત્ર આ દુનિયાનું જીવન અને તેના વૈભવના ખૂબ અભિલાષી છે, તેમના કરેલા કર્મોનું ફળ અમે અહીં જ તેમને આપી દઈએ છીએ અને તેમાં તેમના સાથે કોઈ કસર રાખવામાં આવતી નથી,

૧૬. પરંતુ આખિરતમાં આવા લોકો માટે આગ સિવાય કંઈ નથી. (ત્યાં ખબર પડી જશે કે) જે કંઈ તેમણે દુનિયામાં બનાવ્યું, તે બધું માટીમાં મળી ગયું અને હવે તેમનું બધું જ કર્યું-કરાવ્યું મિથ્યા છે.



૧૭. પછી વળી તે મનુષ્ય, જે પોતાના રબ તરફથી એક સ્પષ્ટ સાક્ષી ધરાવતો હતો, ત્યાર પછી એક સાક્ષી આપનાર પણ પાલનહાર તરફથી (તે સાક્ષીના સમર્થનમાં) આવી ગયો, અને પહેલાથી માર્ગદર્શક અને કૃપાના સ્વરૂપમાં આવેલ મૂસાનો ગ્રંથ મોજૂદ જ હતો (શું તે પણ દુનિયાપ્રેમીઓની જેમ આનો ઈન્કાર કરી શકે છે ?) આવા લોકો તો આના ઉપર ઈમાન જ લાવશે, અને માનવ-જૂથોમાંથી જે કોઈ આનો ઇન્કાર કરે તો તેના માટે જે જગ્યાનો વાયદો છે, તે દોજખ (નર્ક) છે. તો હે પયગંબર ! તમે આ વસ્તુ વિષે કોઈ શંકામાં ન પડશો, આ સત્ય છે તમારા રબ (પ્રભુ) તરફથી, પરંતુ મોટા ભાગના લોકો માનતા નથી.

૧૮. અને તેનાથી વધુ અત્યાચારી બીજો કોણ હશે જે અલ્લાહ ઉપર જૂઠ ઘડે ? આવા લોકો પોતાના રબ સમક્ષ રજૂ થશે અને સાક્ષીઓ કહેશે કે આ છે તે લોકો જેમણે પોતાના રબ ઉપર જૂઠ ઘડ્યું હતું. સાંભળો, અલ્લાહનો ધિક્કાર છે અત્યાચારીઓ ઉપર

૧૯. — તે અત્યાચારીઓ ઉપર જેઓ અલ્લાહના માર્ગથી લોકોને રોકે છે, તેના માર્ગને વિકૃત કરવા માગે છે અને આખિરત (પરલોક)નો ઈન્કાર કરે છે.

૨૦. — તેઓ ધરતી ઉપર અલ્લાહને વિવશ કરનારા ન હતા અને ન તો અલ્લાહના મુકાબલામાં તેમનો કોઈ મદદગાર હતો. તેમને હવે બમણી યાતના આપવામાં આવશે. તેઓ ન કોઈનું સાંભળી જ શકતા હતા અને ન તેમને પોતાને જ કંઈ સૂઝતું હતું.

૨૧. આ તે લોકો છે, જેમણે સ્વયં પોતાને નુકસાનમાં નાખ્યા અને તે બધું જ તેમનાથી ગુમ થઈ ગયું જે તેમણે ઘડી રાખ્યું હતું.

૨૨. અનિવાર્ય છે કે તેઓ જ આખિરત (પરલોક)માં સૌથી વધુ નુકસાનમાં રહે.

૨૩. રહ્યા તે લોકો જેઓ ઈમાન લાવ્યા અને જેમણે સદ્કાર્ય કર્યા અને પોતાના રબના જ થઈને રહ્યા, તો નિશ્ચિતપણે તેઓ જન્નતી લોકો છે અને જન્નતમાં તેઓ હંમેશાં રહેશે.

૨૪. આ બંને પક્ષોનું દૃષ્ટાંત એવું છે જેવી રીતે એક મનુષ્ય તો હોય આંધળો, બ્હેરો અને બીજો હોય દેખતો અને સાંભળતો, શું આ બંને સમાન

હોઈ શકે છે ? શું તમે (આ દૃષ્ટાંત ઉપરથી) કોઈ બોધ ગ્રહણ કરતા નથી ? (રુકૂઅ-૨)

૨૫. (અને આવી જ પરિસ્થિતિ હતી જ્યારે) અમે નૂહને તેની કોમ તરફ મોકલ્યો હતો. (તેણે કહ્યું), ''હું તમને સ્પષ્ટ ચેતવણી આપું છું
૨૬. કે અલ્લાહ સિવાય કોઈની બંદગી ન કરો, નહીં તો મને ડર છે કે તમારા ઉપર એક દિવસે પીડાકારી આપત્તિ આવશે.''

૨૭. જવાબમાં તેની કોમના આગેવાનો, જેમણે તેની વાત માનવાનો ઇન્કાર કરી દીધો હતો, બોલ્યા, ''અમારી દૃષ્ટિએ તો તમે આ સિવાય કંઈ નથી કે બસ માત્ર એક મનુષ્ય છો અમારા જેવા અને અમે જોઈ રહ્યા છીએ કે અમારી કોમમાંથી માત્ર તે લોકોએ, જેઓ અમારા ત્યાં નીચ હતા, વિના વિચાર્યે તમારું અનુસરણ અપનાવી લીધું છે અને અમે કોઈ પણ વસ્તુ એવી જોતા નથી જેમાં તમે લોકો અમારાથી સહેજ પણ ચઢિયાતા હોવ, બલ્કે અમે તો તમને જૂઠા સમજીએ છીએ.''

૨૮. તેણે કહ્યું, ''હે મારી કોમના ભાઈઓ ! થોડું વિચારો તો ખરા કે જો હું પોતાના રબ તરફથી એક સ્પષ્ટ નિશાની ધરાવતો હતો અને પછી તેણે મને પોતાની વિશિષ્ટ કૃપા વડે પણ નવાજ્યો, પરંતુ તે તમને ન દેખાઈ, તો છેવટે મારા પાસે શું સાધન છે કે તમે માનવા ન ચાહો તો પણ અમે બળજબરીથી તેને તમારા માથે થોપી દઈએ ?

૨૯. અને હે મારી કોમના ભાઈઓ ! હું આ કાર્ય બદલ તમારા પાસેથી કોઈ માલ નથી માગતો, મારો બદલો તો અલ્લાહના શિરે છે અને હું તે લોકોને કાઢી મૂકવાનો પણ નથી જેમણે મારી વાત માની છે. તેઓ પોતે જ પોતાના રબ સમક્ષ જવાના છે, પરંતુ હું જોઉં છું કે તમે લોકો અજ્ઞાનતા આચરી રહ્યા છો.

૩૦. અને હે મારી કોમ ! જો હું આ લોકોને ધુત્કારી કાઢું તો અલ્લાહની પકડથી મને કોણ બચાવવા આવશે ? તમને લોકોને શું આટલી વાત પણ સમજમાં આવતી નથી ?

૩૧. અને હું તમને નથી કહેતો કે મારા પાસે અલ્લાહના ખજાના છે, ન હું એમ જ કહું છું કે હું અદૃશ્યનું જ્ઞાન ધરાવું છું, ન મારો આ દાવો છે કે હું ફરિશ્તો છું અને એ પણ હું કહી શકતો નથી કે જે લોકોને તમારી આંખો ધૃણાથી જુએ છે, તેમને અલ્લાહે કોઈ ભલાઈ નથી આપી. તેમના મનની હાલત અલ્લાહ જ વધુ સારી રીતે જાણે છે. જો હું આમ કહું તો જાલિમ હોઈશ.''

૩૨. છેવટે તે લોકોએ કહ્યું, ''હે નૂહ ! તમે અમારા સાથે ઝઘડો કર્યો અને બહુ કરી લીધો, હવે તો બસ તે યાતના લઈ આવો જેની તમે અમને



ધમકી આપો છો, જો સાચા છો.''

૩૩. નૂહે જવાબ આપ્યો, ''એ તો અલ્લાહ જ લાવશે, જો ચાહશે તો, અને તમે એટલું સામર્થ્ય ધરાવતા નથી કે તેને અટકાવી દો.

૩૪. હવે જો હું તમારું થોડું ભલું કરવા પણ ચાહું તો મારી શુભેચ્છા તમને કોઈ લાભ આપી શકતી નથી, જ્યારે કે અલ્લાહે જ તમને ભટકાવી દેવાનો ઇરાદો કરી લીધો હોય. તે જ તમારો રબ છે અને તેના જ તરફ તમારે પાછા ફરવાનું છે.''

૩૫. હે નબી ! શું આ લોકો કહે છે કે આ વ્યક્તિએ આ બધું પોતે ઘડી કાઢ્યું છે ? તેમને કહો, ''જો મેં પોતે જ આ બધું ઘડી કાઢ્યું છે તો મારા ઉપર આ જુલ્મની જવાબદારી છે અને જે જુલ્મ તમે કરી રહ્યા છો, તેની જવાબદારીથી હું મુક્ત છું.'' (રુકૂઅ-૩)

૩૬. નૂહ ઉપર વહી મોકલવામાં આવી કે તમારી કોમમાંથી જે લોકો ઈમાન લાવ્યા, બસ તેઓ લાવી ચૂક્યા, હવે કોઈ માનવાવાળું નથી. તેમના કરતુકો ઉપર દુઃખી થવાનું છોડો

૩૭. અને અમારી દેખરેખમાં અમારી વહી અનુસાર એક નૌકા બનાવવાનું શરૂ કરી દો અને જુઓ, જે લોકોએ અત્યાચાર કર્યો છે, તેમના માટે મારા પાસે કોઈ ભલામણ ન કરજો. તે બધાં જ હવે ડૂબવાવાળા છે.

૩૮. નૂહ નૌકા બનાવી રહ્યો હતો અને તેની કોમના આગેવાનોમાંથી જે કોઈ તેના પાસેથી પસાર થતો હતો, તે તેની મજાક ઉડાવતો હતો. તેણે કહ્યું, ''જો તમે અમારા ઉપર હસો છો તો અમે પણ તમારા ઉપર હસી રહ્યાં છીએ.

૩૯. ખૂબ જલ્દી જ તમને પોતે જ ખબર પડી જશે કે કોના ઉપર તે યાતના આવે છે જે તેને ફજેત કરી દેશે અને કોના ઉપર તે આફત તૂટી પડે છે જે ટાળ્યે નહીં ટળે.''

૪૦. ત્યાં સુધી કે જ્યારે અમારો હુકમ આવી ગયો અને તે તંદૂર ઉભરાઈ ગયો તો અમે કહ્યું, ''દરેક પ્રકારના જાનવરોની એક-એક જોડ નૌકામાં રાખી લો, પોતાના ઘરના લોકોને પણ — સિવાય તે લોકોના જેમનો નિર્દેશ પહેલાં કરી દેવામાં આવ્યો છે — તેમાં સવાર કરાવી દો અને તે લોકોને પણ બેસાડી લો જેઓ ઈમાન લાવ્યા છે.'' અને થોડા જ લોકો હતા જેઓ નૂહ સાથે ઈમાન લાવ્યા હતા.

૪૧. નૂહે કહ્યું, ''સવાર થઈ જાઓ આમાં, અલ્લાહના જ નામથી છે આનું ચાલવું પણ અને થોભવું પણ. મારો રબ મોટો ક્ષમા કરનાર અને દયાળુ છે.''

૪૨. નૌકા આ લોકોને લઈને ચાલતી જઈ રહી હતી અને એક-એક મોજું પર્વત સમાન ઊઠી રહ્યું હતું. નૂહનો પુત્ર દૂર અંતરે હતો. નૂહે પોકારીને કહ્યું, ''બેટા ! અમારા સાથે સવાર થઈ જા, કાફિરો (ઇન્કાર કરનારાઓ) સાથે ન રહે.''

૪૩. તેણે વળતો જવાબ આપ્યો, ''હું હમણાં એક પર્વત ઉપર ચઢી જવાનો છું જે મને પાણીથી બચાવી લેશે.'' નૂહે કહ્યું, ''આજે કોઈ વસ્તુ અલ્લાહના આદેશથી બચાવનારી નથી, સિવાય કે અલ્લાહ જ કોઈના ઉપર દયા કરે.'' એટલામાં એક મોજું બંનેના વચ્ચે આવી ગયું અને તે પણ ડૂબનારાઓમાં સામેલ થઈ ગયો.

૪૪. આદેશ થયો, ''હે ધરતી ! પોતાનું સમગ્ર પાણી ગળી જા અને હે આકાશ ! થોભી જા.'' આમ, પાણી ધરતીમાં ઊતરી ગયું, ફેંસલો ચૂકવી દેવામાં આવ્યો, નૌકા 'જૂદી' (કુર્દીસ્તાન વિસ્તારમાં આવેલ એક પહાડ) ઉપર થોભી ગઈ, અને કહી દેવામાં આવ્યું કે દૂર થઈ જાલિમોની કોમ !

૪૫. નૂહે પોતાના રબને પોકાર્યો. કહ્યું, ''હે રબ ! મારો પુત્ર મારા ઘરવાળાઓમાંથી છે અને તારો વાયદો સાચો છે અને તું સૌ સત્તાધીશોથી મોટો અને ઉત્તમ સત્તાધીશ છે.''

૪૬. જવાબમાં ફરમાવવામાં આવ્યું, ''હે નૂહ ! તે તારા ઘરવાળાઓમાંથી નથી, તે તો એક બગડી ગયેલું કાર્ય છે, તેથી તું એ વાતની મને પ્રાર્થના ન કર જેની હકીકત તું નથી જાણતો. હું તને શિખામણ આપું છું કે પોતાને અજ્ઞાનીઓ જેવો ન બનાવી લે.''

૪૭. નૂહે તરત જ અરજ કરી, ''હે મારા રબ ! હું તારી પનાહ માગું છું, તેનાથી કે તે વસ્તુ તારા પાસે માગું જેનું મને જ્ઞાન નથી. જો તેં મને માફ ન કર્યો અને દયા ન ફરમાવી તો હું બરબાદ થઈ જઈશ.''

૪૮. હુકમ થયો, ''હે નૂહ ! ઊતરી જા, અમારા તરફથી સલામતી અને બરકતો છે તારા ઉપર અને તે જૂથો ઉપર જેઓ તારા સાથે છે, અને કેટલાક જૂથો એવા પણ છે જેમને અમે થોડો સમય જીવન-સામગ્રી આપીશું પછી તેમને અમારા તરફથી પીડાકારી યાતના પહોંચશે.''

૪૯. હે નબી ! આ અદશ્યની ખબરો છે જે અમે તમારા તરફ વહી કરી રહ્યા છીએ. આ અગાઉ ન તમે તેને જાણતા હતા ન તમારી કોમ. તો ધૈર્ય રાખો, અંતિમ પરિણામ તો અલ્લાહથી ડરવાવાળાઓના પક્ષમાં છે. (રુકૂઅ-૪)



૫૦. અને આદના તરફ અમે તેમના ભાઈ હૂદને મોકલ્યો. તેણે કહ્યું, ''હે મારી કોમના ભાઈઓ ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ખુદા નથી. તમે માત્ર જૂઠી વાતો ઘડી રાખી છે.

૫૧. હે મારી કોમના ભાઈઓ ! આ કામ માટે હું તમારા પાસેથી કોઈ બદલો ચાહતો નથી, મારો બદલો તો તેના શિરે છે જેણે મને પેદા કર્યો છે, શું તમે બુદ્ધિથી સહેજ પણ કામ લેતા નથી ?

૫૨. અને હે મારી કોમના લોકો ! પોતાના રબ પાસે માફી માગો, પછી તેના તરફ પાછા ફરો, તે તમારા ઉપર આકાશના દ્વાર ખોલી દેશે અને તમારી વર્તમાન શક્તિમાં વધુ શક્તિનો વધારો કરશે. ગુનેગાર બનીને (બંદગી)થી મોઢું ન ફેરવો.''

૫૩. તેમણે જવાબ આપ્યો, ''હે હૂદ ! તું અમારા પાસે કોઈ સ્પષ્ટ નિશાની લઈને આવ્યો નથી, અને તારા કહેવાથી અમે અમારા ઉપાસ્યોને છોડી શકતા નથી, અને તારા ઉપર અમે ઈમાન લાવવાના નથી.

૫૪. અમે તો એમ સમજીએ છીએ કે તારા ઉપર અમારા ઉપાસ્યોમાંથી કોઈનો શ્રાપ લાગી ગયો છે.'' હૂદે કહ્યું, ''હું અલ્લાહની સાક્ષી રજૂ કરું છું અને તમે સાક્ષી રહો કે આ જે અલ્લાહ સિવાય બીજાઓને તમે ખુદાઈમાં ભાગીદાર ઠેરવી રાખ્યા છે, તેમનાથી હું વિમુખ છું.

૫૫. તમે સૌ ભેગા મળીને મારા વિરુદ્ધ પોતાની કરણીમાં કચાશ ન રાખશો અને મને સહેજ પણ મહેતલ ન આપો,

૫૬. મારો ભરોસો અલ્લાહ ઉપર છે જે મારો રબ (પ્રભુ) પણ છે અને તમારો પણ. કોઈ સજીવ એવું નથી જેની ચોટલી તેના હાથમાં ન હોય. નિઃસંદેશ મારો રબ સીધા માર્ગ ઉપર છે.

૫૭. જો તમે મોઢું ફેરવતા હોવ તો ફેરવી લો, જે સંદેશ આપીને હું તમારા પાસે મોકલવામાં આવ્યો હતો તે હું તમને પહોંચાડી ચૂક્યો છું. હવે મારો રબ તમારા સ્થાને બીજી કોમને ઉઠાવશે અને તમે તેનું કંઈ નહીં બગાડી શકો. નિઃશંક મારો રબ દરેક વસ્તુ ઉપર દેખરેખ રાખે છે.''

૫૮. પછી જ્યારે અમારો આદેશ આવી ગયો તો અમે અમારી કૃપાથી હૂદને અને તે લોકોને જેઓ તેના સાથે ઈમાન લાવ્યા હતા, છુટકારો અપાવી દીધો અને એક ભારે યાતનામાંથી તેમને બચાવી લીધા.

૫૯. આ છે આદ ! પોતાના રબની આયતોનો તેમણે ઇન્કાર કર્યો, તેના

રસૂલોની વાત ન માની અને દરેક અત્યાચારી, સત્યના દુશ્મનના પાછળ ચાલતા રહ્યા.

૬૦. છેવટે આ દુનિયામાં પણ તેમના ઉપર ફિટકાર પડી અને કયામત (પુનરુજ્જીવન)ના દિવસે પણ. સાંભળો ! આદે પોતાના રબ સાથે કુફ્ર કર્યું. સાંભળો, દૂર ફેંકી દેવામાં આવ્યા આદ, હૂદની કોમના લોકો. (રુકૂઅ-૫)

૬૧. અને સમૂદના તરફ અમે તેમના ભાઈ સાલેહને મોકલ્યો. તેણે કહ્યું, ''હે મારી કોમના લોકો ! અલ્લાહની બંદગી કરો. તેના સિવાય તમારો બીજો કોઈ ખુદા નથી. તે જ છે જેણે તમને ધરતીમાંથી પેદા કર્યા છે અને અહીં તમને વસાવ્યા છે, આથી તમે તેનાથી માફી માગો અને તેના તરફ પાછા ફરો, નિઃશંક મારો રબ નિકટ છે અને તે પ્રાર્થનાઓનો જવાબ આપનાર છે.''

૬૨. તેમણે કહ્યું, ''હે સાલેહ ! આ અગાઉ તું અમારા દરમ્યાન એવો મનુષ્ય હતો જેનાથી ઘણી અપેક્ષાઓ રાખવામાં આવતી હતી. શું તું અમને તે ઉપાસ્યોની પૂજાથી રોકવા માગે છે જેની પૂજા અમારા બાપ-દાદા કરતા હતા ? તું જે પદ્ધતિ તરફ અમને બોલાવી રહ્યો છે તેના વિષે અમને મોટી શંકા છે, જેણે અમને મૂંઝવણમાં નાખી દીધા છે.''

૬૩. સાલેહે કહ્યું, ''હે મારી કોમના ભાઈઓ ! તમે કંઈ એ વાત ઉપર પણ વિચાર કર્યો કે જો હું પોતાના રબ તરફથી એક સ્પષ્ટ પુરાવો ધરાવતો હતો, અને પછી તેણે પોતાની કૃપા પણ મને પ્રદાન કરી તો તે પછી અલ્લાહની પકડમાંથી મને કોણ બચાવશે, જો હું તેની નાફરમાની કરું ? તમે મારા શું કામ આવી શકો છો સિવાય એ કે મને વધુ નુકસાનમાં નાખી દો.

૬૪. અને હે મારી કોમના લોકો ! જુઓ, અલ્લાહની આ ઊંટણી તમારા માટે એક નિશાની છે. તેને અલ્લાહની ધરતી ઉપર ચરવા માટે છૂટી મૂકી દો. તેને સહેજ પણ ન છેડશો, નહીં તો કંઈ વધારે વાર નહીં લાગે અને તમારા ઉપર અલ્લાહની આપત્તિ આવી જશે.

૬૫. પરંતુ તેમણે ઊંટણીને મારી નાખી. તેના ઉપર સાલેહે તેમને સચેત કરી દીધા કે ''બસ હવે વધુ ત્રણ દિવસ પોતાના ઘરોમાં રહી લો અને આ એવી મુદ્દત છે જે જૂઠી સાબિત નહીં થાય.''

૬૬. અંતે જ્યારે અમારા નિર્ણયનો સમય આવી ગયો તો અમે પોતાની કૃપાથી સાલેહ અને તે લોકોને જેઓ તેના સાથે ઈમાન લાવ્યા હતા, બચાવી લીધા અને તે દિવસની ફજેતીમાંથી તેમને સુરક્ષિત રાખ્યા. નિઃશંક તારો રબ જ હકીકતમાં શક્તિશાળી અને સર્વોપરી છે.



૬૭. રહ્યા તે લોકો જેમણે અત્યાચાર કર્યો હતો, તો એક તીવ્ર ધડાકાએ તેમને ઝડપી લીધા અને તેઓ પોતાની વસ્તીઓમાં એવા નિશ્ચેત અને નિષ્ક્રિય પડેલા રહી ગયા

૬૮. જાણે ત્યાં તેઓ ક્યારેય વસ્યા જ ન હતા. સાંભળો ! સમૂદે પોતાના રબ સાથે કુફ્ર કર્યું. સાંભળો, દૂર ફેંકી દેવામાં આવ્યા સમૂદ ! (રુકૂઅ -૬)

૬૯. અને જુઓ, ઇબ્રાહીમ પાસે અમારા ફરિશ્તાઓ ખુશખબર લઈને પહોંચ્યા. કહ્યું, ''તમારા ઉપર સલામ થાય.'' ઇબ્રાહીમે જવાબ આપ્યો કે ''તમારા ઉપર પણ સલામ થાય.'' પછી થોડીક વારમાં ઇબ્રાહીમ એક શેકેલું વાછરડું (તેમની મહેમાનગતિ કરવા માટે) લઈ આવ્યો.

૭૦. પરંતુ જ્યારે જોયું કે તેમના હાથ ભોજન તરફ નથી વધતા, તો તે તેમના વિષે શંકામાં પડી ગયો અને હૃદયમાં તેમનાથી ડર અનુભવવા લાગ્યો. તેમણે કહ્યુ, ''ડરો નહીં, અમે તો લૂતની કોમ તરફ મોકલવામાં આવ્યા છીએ.''

૭૧. ઇબ્રાહીમની પત્ની પણ ઊભી હતી. તે આ સાંભળીને હસી પડી. પછી અમે તેને ઇસ્હાકની અને ઇસ્હાક પછી યાકૂબની ખુશખબર આપી.

૭૨. તે બોલી, ''હાય મારું કમભાગ્ય ! શું હવે મારે ત્યાં સંતાન થશે જ્યારે હું ઘરડી ડોશી થઈ ગઈ અને મારો પતિ પણ વૃદ્ધ થઈ ગયો ? આ તો ઘણી વિચિત્ર વાત છે.''

૭૩. ફરિશ્તાઓએ કહ્યું, ''અલ્લાહના આદેશ ઉપર આશ્ચર્ય કરો છો ? ઇબ્રાહીમના કુટુંબીજનો ! તમારા ઉપર તો અલ્લાહની કૃપા અને તેની બરકતો છે અને નિઃશંક અલ્લાહ ખૂબ જ પ્રશંસાપાત્ર અને મહાન ગૌરવશાળી છે.''

૭૪. પછી જ્યારે ઇબ્રાહીમની ગભરામણ દૂર થઈ અને (સંતાનની ખુશખબરથી) તેનું હૃદય ખુશ થઈ ગયું તો તેણે લૂતની કોમ વિષે અમારા સાથે ઝઘડો શરૂ કર્યો.

૭૫. હકીકતમાં ઇબ્રાહીમ ખૂબ જ સહનશીલ અને નરમ દિલનો માણસ હતો અને દરેક હાલતમાં અમારા તરફ રજૂ થતો હતો.

૭૬. (અંતે અમારા ફરિશ્તાઓએ તેને કહ્યું), ''હે ઇબ્રાહીમ ! આવું ન કર, તમારા રબનો આદેશ થઈ ચૂક્યો છે અને હવે તે લોકો ઉપર તે યાતના આવીને રહેશે જે કોઈના ટાળવાથી ટળી શકતી નથી.''

૭૭. અને જ્યારે અમારા ફરિશ્તાઓ લૂતના પાસે પહોંચ્યા તો તેમના આગમનથી તે ખૂબ ગભરાયો અને દિલગીર થયો અને કહેવા લાગ્યો કે આજે મોટી મુસીબતનો દિવસ છે.

૭૮. (તે મહેમાનોનું આવવું હતું કે) તેની કોમના લોકો એકદમ તેના ઘર તરફ દોડી ગયા. પહેલાંથી જ તેઓ આવા જ કુકર્મોથી ટેવાયેલા હતા. લૂતે તેમને કહ્યું, ''ભાઈઓ ! આ મારી દીકરીઓ મોજૂદ છે, તેઓ તમારા માટે વધુ શુદ્ધ છે, જરા અલ્લાહથી ડરો અને મારા મહેમાનોના મામલામાં મને ફજેત ન કરો. શું તમારામાં કોઈ ભલો માણસ નથી ?''

૭૯. તેમણે જવાબ આપ્યો, ''તને તો ખબર જ છે કે તારી દીકરીઓમાં અમારો કોઈ હિસ્સો નથી. અને તું એ પણ જાણે છે કે અમે શું ઇચ્છીએ છીએ.''

૮૦. લૂતે કહ્યું, ''કદાચ મારા પાસે એટલી શક્તિ હોત કે તમને સીધા કરી નાખતો અથવા કોઈ મજબૂત સહારો જ હોત કે તેનું શરણ મેળવી લેતો.''

૮૧. ત્યારે ફરિશ્તાઓએ તેને કહ્યું, ''અમે તારા રબના મોકલેલા ફરિશ્તાઓ છીએ. આ લોકો તારું કંઈ બગાડી નહીં શકે. બસ, તું થોડી રાત બાકી હોય ત્યારે પોતાના બાળ-બચ્ચાં સહિત નીકળી જા અને જુઓ, તમારામાંથી કોઈ વ્યક્તિ પાછળ ફરીને ન જુએ, પરંતુ તારી પત્ની (સાથે નહીં આવે) કેમ કે તેના ઉપર પણ એ જ વીતવાનું છે જે આ લોકો ઉપર વીતશે. તેમના વિનાશ માટે સવારનો સમય નક્કી છે — સવાર થવામાં હવે વાર જ કેટલી છે !''

૮૨. પછી જ્યારે અમારા ફેંસલાનો સમય આવી પહોંચ્યો તો અમે તે વસ્તીને ઊલટાવી દીધી અને તેના ઉપર પકવેલી માટીના પથ્થરો નિરંતર વરસાવ્યા,

૮૩. જેમાંનો દરેક પથ્થર તારા રબને ત્યાંથી નિશાનીવાળો હતો અને અત્યાચારીઓથી આ સજા સહેજ પણ દૂર નથી. (રુકૂઅ-૭)

૮૪. અને મદયનવાળાઓ તરફ અમે તેમના ભાઈ શુઐબને મોકલ્યો. તેણે કહ્યું, ''હે મારી કોમના લોકો ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ઉપાસ્ય નથી અને તોલ-માપમાં કમી ન કરો. આજે હું તમને સારી સ્થિતિમાં જોઈ રહ્યો છું, પરંતુ મને ડર છે કે કાલે તમારા ઉપર એવો દિવસ આવશે જેની યાતના સૌને ઘેરી વળશે.

૮૫. અને હે મારી કોમના ભાઈઓ ! સાચેસાચું ન્યાયપૂર્વક પૂરૂં માપો અને તોલો અને લોકોને તેમની વસ્તુઓમાં નુકસાન ન કરો અને ધરતી ઉપર બગાડ ફેલાવતા ન ફરો.



૮૬. અલ્લાહની આપેલી બચત તમારા માટે વધુ સારી છે જો તમે ઈમાનવાળા છો, અને અંતે તો હું તમારા ઉપર કોઈ દેખરેખ રાખનાર નથી.''

૮૭. તેમણે જવાબ આપ્યો, ''હે શુઐબ ! શું તારી નમાઝ તને એવું શીખવાડે છે કે અમે તે બધા ઉપાસ્યોને છોડી દઈએ જેમની પૂજા અમારા બાપ-દાદા કરતા હતા ? અથવા એ કે અમને અમારા માલમાંથી અમારી ઇચ્છાનુસાર કંઈ ખર્ચ કરવાનો અધિકાર ન હોય ? બસ તું જ એકલો સહિષ્ણુ અને સત્યનિષ્ઠ માણસ રહી ગયો છે !''

૮૮. શુઐબે કહ્યું, ''ભાઈઓ ! તમે પોતે જ વિચારો કે જો હું પોતાના રબ તરફથી એક સ્પષ્ટ પુરાવા ઉપર હતો અને પછી તેણે મને પોતાના પાસેથી ઉત્તમ રોજી પણ પ્રદાન કરી, (તો તે પછી હું તમારી પથભ્રષ્ટતાઓ અને હરામખોરીઓમાં તમારો સાથ કઈ રીતે આપી શકું છું ?) અને હું કદાપિ એવું નથી ઇચ્છતો કે જે વાતોથી હું તમને રોકું છું, તેનું હું પોતે જ આચરણ કરૂં. હું તો સુધારણા કરવા ચાહું છું જ્યાં સુધી મારી શક્તિ હોય, અને આ જે કંઈ હું કરવા માગું છું તે બધી વસ્તુઓ અલ્લાહના યોગદાન ઉપર નિર્ભર છે. તેના ઉપર જ મેં ભરોસો કર્યો અને દરેક મામલામાં તેના તરફ રજૂ કરૂં છું.

૮૯. અને હે મારી કોમના ભાઈઓ ! મારા વિરૂદ્ધ તમારો હઠાગ્રહ તમને ક્યાંક એ સ્થિતિએ ન પહોંચાડી દે કે છેવટે તમારા ઉપર પણ એ જ યાતના આવીને રહે જે નૂહ કે હૂદ કે સાલેહની કોમ ઉપર આવી હતી, અને લૂતની કોમ તો તમારાથી કંઈ વધુ દૂર પણ નથી.

૯૦. જુઓ, પોતાના રબથી માફી માગો અને તેના તરફ પાછા ફરો, નિઃસંદેહ મારો રબ દયાળુ છે અને પોતાના પેદા કરેલા સર્જનોને પ્રેમ કરે છે.

૯૧. તેમણે જવાબ આપ્યો, ''હે શુઐબ ! તારી ઘણી વાતો તો અમારી સમજમાં જ આવતી નથી, અને અમે જોઈએ છીએ કે તું અમારા વચ્ચે એક નિર્બળ વ્યક્તિ છે, તારી બિરાદરી ન હોત તો અમે ક્યારનોય તને પથ્થરો મારીને ખતમ કરી નાખ્યો હોત, તારી તાકાત તો એટલી નથી કે અમને ભારે પડે.''

૯૨. શુઐબે કહ્યું, ''ભાઈઓ ! શું મારી બિરાદરી તમારા માટે અલ્લાહ કરતાં વધુ બળવાન છે કે તમે (બિરાદરીનો તો ડર રાખ્યો અને) અલ્લાહને સાવ પીઠ પાછળ મૂકી દીધો ? જાણી લો કે તમે જે કંઈ કરી રહ્યા છો તે અલ્લાહની પકડથી દૂર નથી.

૯૩. હે મારી કોમના લોકો ! તમે પોતાની રીતે કામ કર્યે જાઓ અને હું મારી રીતે કામ કરતો રહીશ, ખૂબ જલ્દી જ તમને જણાઈ જશે કે કોના ઉપર અપમાનજનક યાતના આવે છે અને કોણ જૂઠો છે. તમે પણ રાહ જુઓ અને હું પણ તમારા સાથે રાહ જોઉં છું.''

૯૪. છેવટે જ્યારે અમારા ફેંસલાનો સમય આવી ગયો તો અમે પોતાની કૃપાથી શુઐબ અને તેના સાથી ઈમાનવાળાઓને બચાવી લીધા અને જે લોકોએ અત્યાચાર કર્યો હતો તેમને એક ભારે ધડાકાએં એવા ઝડપી લીધા કે તેઓ પોતાના ઘરોમાં અચેતન અવસ્થામાં ઊંધા પડેલા રહી ગયા,

૯૫. જાણે તેઓ ક્યારેય ત્યાં વસ્યા જ ન હતા. સાંભળો, મદયનવાળા પણ દૂર ફેંકી દેવામાં આવ્યા, જેવી રીતે સમૂદ ફેંકી દેવામાં આવ્યા હતા. (રુકૂઅ-૮)

૯૬-૯૭. અને મૂસાને અમે પોતાની સ્પષ્ટ નિશાનીઓ અને નિયુક્તિની ખુલ્લી સનંદ સાથે ફિરઔન અને તેના રાજ્યના આગેવાનો તરફ મોકલ્યો, પરંતુ તેમણે ફિરઔનના આદેશનું પાલન કર્યું, જો કે ફિરઔનનો આદેશ સીધા માર્ગ તરફ લઈ જનાર ન હતો.

૯૮. કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તે પોતાની કોમના આગળ-આગળ હશે અને પોતાની આગેવાની હેઠળ તેમને દોજખ (નર્ક) તરફ લઈ જશે. કેવી ખરાબ પહોંચવાની જગ્યા છે આ, જ્યાં કોઈ પહોંચે !

૯૯. અને તે લોકો ઉપર દુનિયામાં પણ ફિટકાર પડી અને કયામતના દિવસે પણ પડશે. કેવો ખરાબ બદલો છે આ, જે કોઈને મળે !

૧૦૦. આ કેટલીક વસ્તીઓના વૃત્તાંતો છે જે અમે તમને સંભળાવી રહ્યા છીએ. તેમાંથી કેટલીક હજુ પણ ઊભી છે અને કેટલીકની ફસલ કપાઈ ચૂકી છે.

૧૦૧. અમે તેમના ઉપર અત્યાચાર નથી કર્યો, તેમણે પોતે જ પોતાના ઉપર અત્યાચાર કર્યો અને જ્યારે અલ્લાહનો આદેશ આવી ગયો તો તેમના તે ઉપાસ્યો, જેમને તેઓ અલ્લાહને છોડીને પોકારતા હતા, તેમના કોઈ કામ ન આવી શક્યા અને તેમણે વિનાશ અને બરબાદી સિવાય તેમને કોઈ ફાયદો ન પહોંચાડ્યો.

૧૦૨. અને જ્યારે તારો રબ (પ્રભુ) કોઈ અત્યાચારી વસ્તીને પકડમાં લે છે તો પછી તેની પકડ આવી જ હોય છે, સાચું તો એ છે કે તેની પકડ ઘણી સખત અને પીડાકારી હોય છે.

૧૦૩. હકીકત એ છે કે આમાં એક નિશાની છે તે દરેક વ્યક્તિ માટે જે આખિરત (પરલોક)ના અઝાબ (યાતના)થી ડરે. તે એક એવો દિવસ હશે જેમાં સૌ લોકો એકઠા થશે અને પછી જે કંઈ પણ તે દિવસે થશે સૌની આંખો સામે થશે.

૧૦૪. અમે તેના લાવવામાં કંઈ વધુ મોડું નથી કરી રહ્યા, બસ એક નિશ્ચિત સમય તેના માટે ઠરાવેલો છે.

૧૦૫. જ્યારે તે આવશે, તો કોઈને વાત કરવાની મગદૂર નહીં હોય, સિવાય કે અલ્લાહની પરવાનગીથી કંઈ કહે. પછી કેટલાક લોકો તે દિવસે દુર્ભાગી હશે અને કેટલાક સૌભાગ્યશાળી.



૧૦૬-૧૦૭. જેઓ દુર્ભાગી હશે તેઓ દોજખ (નર્ક)માં હશે (જ્યાં ગરમી અને તરસની તીવ્રતાથી) તેઓ હાંફશે અને ફૂંફાડા મારશે અને આ જ હાલતમાં તેઓ હંમેશાં રહેશે, જ્યાં સુધી આકાશો અને ધરતી કાયમ છે, સિવાય એ કે તારો રબ કંઈ બીજું ચાહે. નિઃશંક તારો રબ (પ્રભુ) સંપૂર્ણ અધિકાર ધરાવે છે કે ચાહે તે કરે.

૧૦૮. રહ્યા તે લોકો જેઓ સૌભાગ્યશાળી નીકળશે, તો તેઓ જન્નત (સ્વર્ગ)માં જશે અને ત્યાં હંમેશાં રહેશે, જ્યાં સુધી આકાશો અને ધરતી કાયમ છે, સિવાય એ કે તારો રબ કંઈ બીજું ચાહે. એવી બક્ષિશ તેમને મળશે જેનો ક્રમ ક્યારેય સમાપ્ત થશે નહીં.

૧૦૯. પછી હે નબી ! તું તે ઉપાસ્યો તરફથી કોઈ શંકામાં ન રહેજે જેમની આ લોકો ઉપાસના કરી રહ્યા છે. આ તો (માત્ર આંધળું અનુકરણ કરીને) એવી જ રીતે પૂજાપાઠ કરી રહ્યાં છે જેવી રીતે પહેલાં તેમના બાપ-દાદા કરતા હતા, અને અમે તેમનો હિસ્સો તેમને પૂરેપૂરો આપીશું કોઈ પણ જાતની કાપ-કસર વગર. (રુકૂઅ-૯)

૧૧૦. અમે આ પહેલા મૂસાને પણ ગ્રંથ આપી ચૂક્યા છીએ અને તેના વિષે પણ મતભેદ કરવામાં આવ્યો હતો, (જેવી રીતે આજે આ ગ્રંથ વિષે કરવામાં આવી રહ્યો છે જે તમને આપવામાં આવ્યો છે) જો તારા રબ (પ્રભુ) તરફથી એક વાત પહેલાંથી જ નિશ્ચિત કરી દેવામાં આવી ન હોત તો તે મતભેદ કરનારાઓ વચ્ચે ક્યારનોય ફેંસલો ચૂકાવી દેવામાં આવ્યો હોત. આ હકીકત છે કે આ લોકો આ બાબતમાં શંકા અને અનિશ્ચિતતામાં પડેલા છે.

૧૧૧. અને એ પણ હકીકત છે કે તારો રબ તેમને તેમના કર્મોનો પૂરેપૂરો બદલો આપીને રહેશે, નિઃશંક તે તેમના સર્વ કરતૂકોથી વાકેફ છે.

૧૧૨. પછી હે નબી ! તમે અને તમારા તે સાથીઓ, જેઓ (કુફ્ર અને વિદ્રોહથી ઈમાન અને આજ્ઞાપાલન તરફ) પાછા આવ્યા છે, સીધા માર્ગ ઉપર મક્કમ રહો જેમ કે તમને આદેશ આપવામાં આવ્યો છે, અને બંદગીની મર્યાદાનું ઉલ્લંઘન ન કરો. જે કંઈ તમે કરી રહ્યા છો તેના ઉપર તમારો રબ નજર રાખે છે.

૧૧૩. આ અત્યાચારીઓ તરફ સહેજ પણ ન ઝૂકશો, નહીં તો જહન્નમની લપેટમાં આવી જશો અને તમને કોઈ એવો મિત્ર અને સંરક્ષક નહીં મળે જે અલ્લાહથી તમને બચાવી શકે અને ક્યાંયથી તમને મદદ પહોંચશે નહીં.

૧૧૪. અને જુઓ, નમાઝ કાયમ કરો દિવસના બંને છેડા ઉપર, અને થોડી રાત પસાર થયા બાદ. વાસ્તવમાં ભલાઈઓ બૂરાઈઓને દૂર કરી દે છે, આ એક અનુસ્મરણ છે તે લોકો માટે જેઓ અલ્લાહને યાદ રાખનારા છે.

૧૧૫. અને ધૈર્ય રાખ, અલ્લાહ સત્કર્મ કરનારાઓનો બદલો ક્યારેય વ્યર્થ જવા દેતો નથી.

૧૧૬. પછી શા માટે તે કોમોમાં, જે તમારા અગાઉ થઈ ચૂકી છે, એવા ભલા માણસો ન રહ્યા જેઓ લોકોને ધરતી ઉપર બગાડ પેદા કરવાથી અટકાવતા ? આવા લોકો નીકળ્યા તો પણ ઘણાં થોડાં, જેમને અમે તે કોમોમાંથી બચાવી લીધા, જ્યારે અત્યાચારી લોકો તો એ જ મોજ-મજા પાછળ પડ્યા રહ્યા જેના સાધનો તેમને પુષ્કળ પ્રમાણમાં આપવામાં આવ્યા હતા અને તેઓ ગુનેગાર બનીને રહ્યા.

૧૧૭. તારો રબ (પ્રભુ) એવો નથી કે વસ્તીઓને અકારણ નષ્ટ કરી દે, જો કે તેના રહેવાસીઓ સુધારણા કરનારા હોય.

૧૧૮. નિઃશંક જો તારો રબ (પ્રભુ) ઈચ્છતો તો સૌ મનુષ્યોને એક જ જૂથ બનાવી શકતો હતો, પરંતુ હવે તો તેઓ જુદા-જુદા માર્ગો ઉપર જ ચાલતા રહેશે

૧૧૯. અને પથભ્રષ્ટ થવાથી માત્ર તે લોકો જ બચશે જેમના ઉપર તારા રબ (પ્રભુ)ની કૃપા છે. આ જ (પસંદગીની અને સ્વીકારવાની સ્વતંત્રતા અને પરીક્ષા) માટે તો તેણે એમને પેદા કર્યા હતા, અને તારા રબની તે વાત પૂરી થઈ ગઈ જે તેણે કહી હતી કે હું જહન્નમ (નર્ક)ને જિન્નાતો અને મનુષ્યો બંનેથી ભરી દઈશ.

૧૨૦. અને હે નબી ! આ પયગંબરોના કિસ્સાઓ જે અમે તમને સંભળાવીએ છીએ, તે એ વસ્તુઓ છે જેમના વડે અમે તમારા હૃદય સુદૃઢ કરીએ છીએ. તેમાંથી તમને સત્યનું જ્ઞાન મળ્યું અને ઈમાન લાવનારાઓને શિખામણ અને જાગૃતિ પ્રાપ્ત થઈ.

૧૨૧. રહ્યા તે લોકો જેઓ ઈમાન નથી લાવતા, તો તેમને કહી દો કે તમે પોતાની રીતે કામ કરતા રહો અને અમે પોતાની રીતે કરતા જઈએ છીએ,

૧૨૨. પરિણામની તમે પણ રાહ જુઓ અને અમે પણ રાહ જોઈ રહ્યા છીએ.

૧૨૩. આકાશો અને ધરતીમાં જે કંઈ છૂપાયેલું છે બધું અલ્લાહના અધિકારમાં છે અને બધા મામલા તેના તરફ જ રજૂ કરવામાં આવે છે. તો હે નબી ! તું તેની બંદગી કર અને તેના ઉપર જ ભરોસો રાખ, જે કંઈ તમે લોકો કરી રહ્યા છો તારો રબ તેનાથી અજાણ નથી. (રુકૂઅ-૧૦)



# (૧૨) યૂસુફ

## પરિચય

**ઉતરાણકાળ અને તેનું કારણ :**

આ સૂરઃના વિષય ઉપરથી ફલિત થાય છે કે આ પણ મક્કા-કાળના અંતિમ સયમમાં ઊતરી હશે, જ્યારે કુરૈશના લોકો એ વિચારી રહ્યા હતા કે પયગંબર (સલ્લ.)ને કતલ કરી નાખે કે દેશનિકાલ કરે કે પછી કેદ કરી લે. તે જમાનામાં મક્કાના કેટલાક કાફિરોએ (સંભવતઃ યહૂદીઓના ઈશારે) પયગંબર (સલ્લ.)ની પરીક્ષા કરવા આપને પ્રશ્ન કર્યો કે બની ઈસરાઈલ મિસર ક્યા કારણસર ગયા ? આરબો આ પ્રસંગથી અજાણ હતા. અલ્લાહે તરત જ પયગંબર હઝરત યૂસુફ (અલૈ.)નું પૂરેપૂરૂં વૃત્તાંત આપની જબાન ઉપર વહેતું કરી દીધું, એટલું જ નહીં, બલ્કે વધુમાં આ પ્રસંગને કુરૈશના તે વર્તન સાથે સાંકળી દીધો જે તેઓ હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓની જેમ હઝરત મુહમ્મદ (સલ્લ.) સાથે કરી રહ્યા હતા.

**ઉતરાણના હેતુઓ :**

આમ આ કિસ્સો બે મહત્ત્વના હેતુઓ માટે ઉતારવામાં આવ્યો હતો :

એક એ કે, હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પયગંબર હોવાનો પુરાવો, અને તે પણ વિરોધીઓનો મ્હોં-માગ્યો પુરાવો પૂરો પાડવામાં આવે અને તેમની પોતાની જ સૂચવેલી પરીક્ષા દ્વારા એ સાબિત કરી દેવામાં આવે કે આપ (સલ્લ.) બીજાઓ પાસેથી સાંભળેલી વાતો નથી કહેતા, બલ્કે હકીકતમાં આપને વહી દ્વારા જ્ઞાન મળે છે.

બીજું એ કે, કુરૈશના લોકોને બતાવવામાં આવે કે આજે તમે પોતાના ભાઈ સાથે આવું જ વર્તન દાખવી રહ્યા છો, જે હઝરત યૂસુફ (અલૈ.)ના ભાઈઓએ તેમની સાથે દાખવ્યું હતું. પરંતુ જેવી રીતે તે અલ્લાહની ઈચ્છાનુસાર લડવામાં સફળ થયા નહીં અને છેવટે તે જ ભાઈના ચરણોમાં શરણાગતિ સ્વીકારી જેને કયારેક અત્યંત નિર્દયતાપૂર્વક કૂવામાં ફેંકી દીધા હતા. આવી જ રીતે તમારી શક્તિનું પ્રદર્શન પણ અલ્લાહની યુક્તિ સામે સફળ નહી થઈ શકે અને એક દિવસે તમારે પણ પોતાના આ જ ભાઈ પાસે દયાની ભીખ માગવી પડશે, જેને વિનષ્ટ કરી દેવા માટે તમે આજે સક્રિય છો.

હકીકત એ છે કે હઝરત યૂસુફ (અલૈ.)ના પ્રસંગને અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.) અને કુરૈશના મામલા ઉપર લાગુ પાડીને કુર્આને જાણે એક સ્પષ્ટ આગાહી કરી દીધી હતી, જેને આગામી દસ વર્ષોના બનાવોએ

અક્ષરશઃ સાચી સાબિત કરી દેખાડી દીધી.

**ચર્ચાઓ અને સમસ્યાઓ :**

આ બે પાસા તો આ સૂરઃમાં મૂળ હેતુની હેસિયત ધરાવે છે,

તે આ સમગ્ર પ્રસંગમાં એ વાત સ્પષ્ટ કરીને દેખાડે છે કે હઝરત ઇબ્રાહીમ (અલૈ.), હઝરત ઇસ્હાક (અલૈ.), હઝરત યાકૂબ (અલૈ.) અને હઝરત યૂસુફ (અલૈ.)નો દીન (ધર્મ) એ જ હતો જે હઝરત મુહમ્મદ (સલ્લ.)નો છે, અને એ જ વસ્તુ તરફ તેઓ પણ આમંત્રણ આપી રહ્યા હતા જેના તરફ આજે હઝરત મુહમ્મદ (સલ્લ.) બોલાવી રહ્યા છે.

ત્યાર પછી તે એક તરફ હઝરત યાકૂબ (અલૈ.) અને હઝરત યૂસુફ (અલૈ.)ના ચરિત્ર અને બીજી તરફ તેમના ભાઈઓ, વેપારી કાફલા, ઇજીપ્તના શાસક, તેની પત્ની, ઇજીપ્તના રાજાની બેગમો અને તેના સત્તાવાળાઓના ચરિત્ર એક-બીજાના સમકક્ષ મૂકી દે છે અને માત્ર પોતાની વર્ણન-શૈલી દ્વારા શ્રોતાઓ અને દર્શકો સમક્ષ અમુક પ્રશ્નો રજૂ કરે છે : જુઓ, આ નમૂનાનું એક ચરિત્ર તો તે છે જે ઇસ્લામ અર્થાત્ અલ્લાહની બંદગી અને આખિરત (પરલોક)માં હિસાબ-કિતાબ ઉપર વિશ્વાસ રાખવાથી પેદા થાય છે, અને બીજા નમૂનાનું ચરિત્ર એ છે કે જે કુફ્ર (ઇન્કાર) અને અજ્ઞાનતા, ભૌતિકવાદ તેમજ અલ્લાહ અને આખિરતથી લાપરવાહીના માળખામાં ઢળીને તૈયાર થાય છે. હવે તમે સ્વયં પોતાના અંતરાત્માને પૂછો કે તેઓ આમાંથી કયો નમૂનો પસંદ કરે છે.

ત્યાર પછી આ પ્રસંગ દ્વારા કુર્આન એક બીજી નક્કર હકીકત પણ માણસના મગજમાં ઉતારવા માગે છે કે અલ્લાહ જે કામ કરવા ચાહે છે તે કોઈ પણ સંજોગોમાં પૂરું થઈને રહે છે. મનુષ્ય પોતાની યુક્તિઓ દ્વારા તેની યોજનાઓને રોકવા અને બદલવામાં ક્યારેય સફળ થઈ શકતો નથી. આનાથી વિપરીત, ઘણીવાર મનુષ્ય એક કામ પોતાની યોજના પાર પાડવા માટે કરે છે અને સમજે છે કે તેણે બરાબર લક્ષ્ય ઉપર તીર મારી દીધું, પરંતુ પરિણામથી પુરવાર થઈ જાય છે કે અલ્લાહે તેના હાથો દ્વારા તે કામ લીધું છે જે તેની યોજનાની વિરૂદ્ધ અને અલ્લાહની યોજનાને તદ્દન અનુકૂળ હતું.

સૌથી મોટો પાઠ જે આ પ્રસંગથી મળે છે તે એ છે કે સાચો ઈમાનવાળો, જે વાસ્તવમાં ઇસ્લામી ચરિત્ર ધરાવતો હોય અને સૂઝ-બૂઝ પણ ધરાવતો હોય, માત્ર પોતાની નૈતિકતાના જોરે આખા દેશને જીતી શકે છે. હઝરત યૂસુફ (અલૈ.)ને જ જોઈ લો. માત્ર ૧૭ વર્ષની ઉંમર, તદ્દન એકલા, નિઃસહાય, અજાણ્યો દેશ, અને વંચિતતાની હદ એ કે ગુલામ બનાવીને વેચવામાં આવ્યા ! ઇતિહાસના તે તબક્કામાં ગુલામોની જે હાલત હતી તે કોઈનાથી છૂપી નથી. વધારામાં એ કે એક ગંભીર નૈતિક ગુનાના આરોપ હેઠળ એમને જેલમાં મોકલી



દેવામાં આવ્યા, જેમાં સજાની મુદ્દત પણ નક્કી ન હતી. આ સ્થિતિ સુધી નીચા પાડી દીધા પછી તેઓ માત્ર પોતાના ઈમાન અને ચરિત્રના બળે ઉઠે છે અને અંતે આખા દેશને પોતાના આધીન કરી લે છે.

**ઐતિહાસિક અને ભૌગોલિક પરિસ્થિતિ :**

આ પ્રસંગને સમજવા માટે જરૂરી છે કે સંક્ષિપ્તમાં તેના વિષે ઐતિહાસિક અને ભૌગોલિક જાણકારી પણ વાચકોની દૃષ્ટિ સમક્ષ રહે.

હઝરત યૂસુફ (અલૈ.) હઝરત યાકૂબ (અલૈ.)ના પુત્ર, હઝરત ઇસ્હાક (અલૈ.)ના પૌત્ર અને હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ના પ્રપૌત્ર હતા. બાઇબલના ઉલ્લેખ મુજબ (જેને કુર્આનમાં મળતા સંકેતોથી સમર્થન પણ મળે છે) હઝરત યાકૂબ (અલૈ.)ના ૧૨ પુત્રો ચાર પત્નીઓથી હતા. હઝરત યૂસુફ (અલૈ.) અને એમના નાના ભાઈ બિન યામીન એક પત્નીથી અને બાકીના દસ ભાઈઓ બીજી પત્નીઓથી હતા.

ફલસ્તિન (પેલેસ્ટાઈન)માં હઝરત યાકૂબ (અલૈ.)નું રહેઠાણ હિબરૌન (આજનું અલખૈલ)ની ખીણમાં હતું જ્યાં હઝરત ઇસ્હાક (અલૈ.) અને તેમના પહેલાં હઝરત ઇબ્રાહીમ (અલૈ.) રહેતા હતા, આ ઉપરાંત હઝરત યાકૂબ (અલૈ.)ની થોડી જમીન સેકિમ (આજના નાબલસ)માં પણ હતી.

બાઇબલના વિદ્વાનોના સંશોધનને સાચું માની લઈએ તો હઝરત યૂસુફ (અલૈ.)નો જન્મ ૧૯૦૬ ઈ.સ. પૂર્વેમાં સંભવતઃ થયો. સ્વપ્ન જોવું અને પછી કૂવામાં નાખવામાં આવવું, તે વખતે તેમની ઉંમર ૧૭ વર્ષની હતી. જે કૂવામાં તેમને નાખવામાં આવ્યા તે બાઇબલ અને તલમૂદના કથનો અનુસાર સેકિમના ઉત્તરમાં દૂતન (આજનુ દુસાન) નજીક આવેલું હતું, અને જે કાફલાએ એમને કૂવામાંથી કાઢ્યા તે જિલ્આદ (જોર્ડનના પૂર્વ)થી આવી રહ્યો હતો અને ઇજીપ્ત તરફ જઈ રહ્યો હતો.

મિસર (ઇજીપ્ત) ઉપર તે જમાનામાં પંદરમા વંશનું શાસન હતું જે મિસરના ઇતિહાસમાં ભરવાડ બાદશાહો (Hyksos kings)ના નામથી ઓળખવામાં આવે છે. આ લોકો આરબોના વંશજ હતા અને પેલેસ્ટાઈન અને સીરિયાથી મિસર જઈને ૨૦૦૦ વર્ષ ઈ.સ. પૂર્વેના જમાનામાં મિસરના રાજ્ય ઉપર કબ્જો જમાવી બેઠા હતા. આ જ કારણ બન્યું કે એમના રાજ્યમાં હઝરત યૂસુફ (અલૈ.)ને ઉન્નતિ પ્રાપ્ત કરવાની તક મળી અને પછી બની ઇસરાઈલને માનપૂર્વક ફળદ્રુપ પ્રદેશોમાં વસાવવામાં આવ્યા અને એમને ત્યાં મોટી વગ પ્રાપ્ત થઈ, કેમ કે તે આ વિદેશી શાસકોના વંશના હતા. ઈ.સ. પૂર્વે ૧૫મી સદીના અંતિમ સમય સુધી આ લોકોનો મિસર ઉપર કબ્જો રહ્યો અને એમના જમાનામાં દેશની બધી જ સત્તા વ્યવહારની રીતે બની ઇસરાઈલના હાથમાં

રહી. તે જ જમાના તરફ સૂરઃ માઈદહ આયત-૨૦ માં નિર્દેશ કરવામાં આવ્યો છે ''પછી તેણે તમારામાં નબી પેદા કર્યો અને તમને શાસક બનાવ્યા.'' આના પછી દેશમાં એક જબરજસ્ત રાષ્ટ્રવાદી આંદોલન ઊઠ્યું જેણે હિક્સુસ (Hyksos)ની સત્તાને ફગાવી દીધી. એક કટ્ટર કુબ્તી વંશનું કુટુંબ સત્તા ઉપર આવી ગયું અને તેણે અમાલિકોના જમાનાના યાદગાર અવશેષોને વીણી-વીણીને ખતમ કરી નાખ્યા અને બની ઈસરાઈલ ઉપર તે અવિરત અત્યાચારની શરૂઆત કરી, જેનો ઉલ્લેખ હઝરત મૂસા (અલૈ.)ના પ્રસંગમાં આવે છે.

આ ભરવાડ બાદશાહોએ મિસરના દેવોનો સ્વીકાર કર્યો ન હતો. કુર્આન આ જ કારણસર હઝરત યૂસુફ (અલૈ.)ના સમકાલીન બાદશાહને 'ફિરઔન' નામથી યાદ કરતું નથી, કેમ કે 'ફિરઔન' મિસરનો ધાર્મિક રૂઢિ-પ્રયોગ હતો અને આ લોકો મિસરના ધર્મને સ્વીકારતા ન હતા. પરંતુ બાઇબલમાં ભૂલથી આમને પણ 'ફિરઔન'નું જ નામ આપવામાં આવ્યું છે. કદાચ આના સંપાદકો સમજતા હશે કે મિસરના બધા જ બાદશાહ 'ફિરઔન' જ હતા.

મિસરનું પાટનગર તે જમાનામાં મેમફિસ (મનિફ) હતું જેના ખંડેરો કેરોના દક્ષિણમાં ૧૪ માઈલ દૂર આજે પણ જોવા મળે છે. હઝરત યૂસુફ (અલૈ.) ૧૭-૧૮ વર્ષની ઉંમરે ત્યાં પહોંચ્યા. ૩૦ વર્ષની ઉંમરમાં દેશના શાસક બન્યા અને ૮૦ વર્ષ સુધી એકલા જ સમગ્ર મિસર દેશ ઉપર રાજ્ય કરતા રહ્યા. પોતાના રાજ્યકાળના નવમા કે દસમા વર્ષમાં તેમણે હઝરત યાકૂબ (અલૈ.)ને પોતાના સમગ્ર કુટુંબ સાથે પેલેસ્ટાઇનથી મિસર બોલાવી લીધા અને તે પ્રદેશમાં વસાવ્યા જે દિમ્યાત અને કેરો વચ્ચે આવેલું છે. બાઇબલમાં આ પ્રદેશનું નામ જુશન અથવા ગુશન તરીકે આવે છે. હઝરત મૂસા (અલૈ.)ના જમાના સુધી આ લોકો આ જ પ્રદેશમાં વસતા રહ્યા. બાઇબલમાં ઉલ્લેખ છે કે હઝરત યૂસુફ (અલૈ.) ૧૧૦ વર્ષની ઉંમરે અવસાન પામ્યા અને અવસાન વખતે બની ઈસરાઈલને વસીયત કરી કે જ્યારે તમે આ દેશ છોડો તો મારા હાડકાં પોતાની સાથે લઈને જજો.

હઝરત યૂસુફ (અલૈ.)ના પ્રસંગની જે વિગતો બાઇબલ અને તલ્મૂદમાં વર્ણવવામાં આવી છે, તેનાથી કુર્આનનું વર્ણન ખૂબ ભિન્ન છે, પરંતુ પ્રસંગના મહત્ત્વના ભાગો ત્રણેયમાં સમાન છે.



# (૧૨) સૂરઃ યૂસુફ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૧૨ • આયતો : ૧૧૧)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલિફ-લામ-રાં.આ તે ગ્રંથની આયતો છે જે પોતાનો ઉદ્દેશ્ય સ્પષ્ટપણે વર્ણવે છે.

૨. અમે આને ઉતાર્યો છે કુર્આન* બનાવીને અરબી ભાષામાં, જેથી તમે (અરબવાસીઓ) આને સારી રીતે સમજી શકો.

૩. હે નબી ! અમે આ કુર્આન તમારા તરફ વહી કરીને શ્રેષ્ઠ શૈલીમાં ઘટનાઓ અને સત્યો તમારા સમક્ષ વર્ણવીએ છીએ, નહીં તો આ પહેલાં તો (આ વસ્તુઓથી) તમે તદ્દન અજાણ હતા.

૪. આ તે સમયનું વર્ણન છે જ્યારે યૂસુફે પોતાના પિતાને કહ્યું, ''પિતાજી ! મેં સ્વપ્ન જોયું છે કે અગિયાર તારાઓ છે અને સૂર્ય તથા ચંદ્ર છે અને તેઓ મને સિજદો કરી રહ્યા છે.''

૫. જવાબમાં તેના પિતાએ કહ્યું, ''બેટા ! પોતાનું આ સ્વપ્ન પોતાના ભાઈઓને ન સંભળાવતો, નહીં તો તેઓ તને તકલીફ પહોંચાડવા માટે પાછળ પડી જશે. હકીકત એ છે કે શૈતાન મનુષ્યનો ખુલ્લો દુશ્મન છે.

૬. અને આવું જ થશે (જેવું તેં સ્વપ્નમાં જોયું છે કે) તારો રબ તને (પોતાના કામ માટે) પસંદ કરશે અને તને વાતોના મૂળ સુધી પહોંચતા શીખવાડશે અને તારા ઉપર અને યાકૂબની સંતાન ઉપર પોતાની નેઅ્મતો (કૃપાઓ) એવી જ રીતે પૂરી કરશે જેવી રીતે આ પહેલાં તે તારા પૂર્વજો ઇબ્રાહીમ અને ઇસ્હાક ઉપર કરી ચૂક્યો છે, નિઃશંક તારો રબ (પ્રભુ) સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે.''(રુકૂઅ-૧)

૭. હકીકત એ છે કે યૂસુફ અને તેના ભાઈઓના કિસ્સામાં આ પ્રશ્નકર્તાઓ માટે મોટી નિશાનીઓ છે.

૮. આ કિસ્સો એમ શરૂ થાય છે કે તેના ભાઈઓએ પરસ્પર કહ્યું, ''આ યૂસુફ અને તેનો ભાઈ બંને આપણા પિતાને આપણા બધા કરતાં વધુ વહાલા છે, જો કે આપણે એક આખું જૂથ છીએ. સાચી વાત તો એ છે કે આપણા પિતા તદ્દન બહેકી ગયા છે.

૯. ચાલો યૂસુફને મારી નાખો અથવા તેને ક્યાંક ફેંકી દો જેથી તમારા પિતાનું ધ્યાન માત્ર તમારા તરફ જ થઈ જાય. આ કામ કર્યા પછી સદાચારી બનીને રહેજો.''

* 'કુર્આન'નો અર્થ પઢવું-વાંચવું થાય છે, અરબી ભાષામાં જ્યારે ક્રિયા કોઈ વસ્તુના નામ તરીકે પ્રયોજાય છે, ત્યારે તેનાથી એ અર્થ નીકળે છે કે તેમાં ક્રિયાનો અર્થ તેની પૂર્ણતાએ પહોંચેલો છે. આમ, આ ગ્રંથનું નામ 'કુર્આન' (પઢવું કે વાંચવું) રાખવાનો અર્થ એ છે કે તે સામાન્ય અને વિશિષ્ટ તમામ લોકો માટે પઢવા-વાંચવા માટે છે અને એ પણ કે સૌથી વધુ પઢવા-વાંચવામાં આવતો ગ્રંથ છે.

૧૦. તેના ઉપર તેમનામાંથી એક બોલ્યો, ''યૂસુફને મારી ન નાખો, જો કંઈ કરવું જ હોય તો તેને કોઈ અવાવરા કૂવામાં નાખી દો, કોઈ પસાર થતો કાફલો તેને કાઢીને લઈ જશે.''

૧૧. આ પ્રસ્તાવ કરીને તેમણે જઈને પોતાના પિતાને કહ્યું, ''પિતાજી ! શું વાત છે કે આપ યૂસુફની બાબતમાં અમારા ઉપર ભરોસો કરતા નથી, જો કે અમે તેના સાચા શુભેચ્છકો છીએ ? કાલે તેને અમારા સાથે મોકલી આપો, થોડાં ફળ તોડશે અને ખાઈ લેશે

૧૨. અને રમત-ગમતથી પણ દિલ બહેલાવશે. અમે તેની સંભાળ રાખવા માટે છીએ જ.''

૧૩. પિતાએ કહ્યું, ''તમારૂં તેને લઈ જવું મારા માટે દુઃખની વાત હોય છે અને મને ડર છે કે ક્યાંક તેને વરુ ફાડી ન ખાય જયારે તમે તેના તરફથી બેધ્યાન હોવ.''

૧૪. તેમણે જવાબ આપ્યો, ''જો અમારા હોવા છતાં તેને વરુ ફાડી ખાય જયારે કે અમે એક જથ્થો છીએ, તો અમે સાવ નકામાં હોઈશું.''

૧૫. આવી રીતે આગ્રહ કરીને જયારે તેઓ તેને લઈ ગયા અને તેમણે નક્કી કરી લીધું કે તેને એક અવાવરા કૂવામાં છોડી દઈએ, તો અમે યૂસુફને વહી મોકલી, ''એક સમય આવશે જયારે તું આ લોકોને તેમની આ હરકત યાદ અપાવીશ, આ લોકો પોતાના કાર્યના પરિણામોથી બેખબર છે.''

૧૬. સાંજે તેઓ રોતા-ધોતા પોતાના પિતા પાસે આવ્યા

૧૭. અને કહ્યું, ''પિતાજી ! અમે દોડની હરીફાઈમાં લાગેલા હતા અને યૂસુફને અમે પોતાના સામાન પાસે છોડી દીધો હતો કે એટલામાં વરુ આવીને તેને ખાઈ ગયો. આપ અમારી વાતનો વિશ્વાસ નહીં કરો ચાહે અમે સાચા જ હોઈએ.''

૧૮. અને તેઓ યૂસુફના ખમીસ ઉપર ખોટે-ખોટું લોહી લગાડીને આવ્યા હતા. આ સાંભળીને તેમના પિતાએ કહ્યું, ''બલ્કે તમારા મને તમારા માટે એક મોટા કામને સરળ બનાવી દીધું. સારું, ધીરજ રાખીશ અને ખૂબ ધીરજ રાખીશ, જે વાત તમે બનાવી રહ્યા છો તેના ઉપર અલ્લાહ પાસેથી જ મદદ માગી શકાય છે.''

૧૯. બીજી તરફ એક કાફલો આવ્યો અને તેણે પોતાના પાણી ભરવાવાળાને પાણી લાવવા માટે મોકલ્યો. પાણી ભરવાવાળાએ જેવી કૂવામાં ડોલ નાખી તો (યૂસુફને જોઈને) બોલી ઊઠયો, ''ખુશખબર છે, અહીં તો એક છોકરો છે.'' તે લોકોએ તેને વેપારનો માલ સમજીને સંતાડી દીધો, જો કે જે કંઈ તેઓ કરી રહ્યા હતા અલ્લાહ તેનાથી વાકેફ હતો.

૨૦. અંતે તેમણે થોડી જ કિંમતમાં કેટલાક દિરહમના બદલામાં તેને વેચી નાખ્યો અને તેઓ તેની વધારે કિંમત ઉપજે તેવી અપેક્ષા રાખતા ન હતા. (રુકૂઅ ૨)

૨૧. મિસર (ઇજીપ્ત)ના જે માણસે તેને ખરીદ્યો તેણે પોતાની પત્નીને કહ્યું,



''આને સારી રીતે રાખજે, અશક્ય નથી કે આ આપણા માટે ફાયદાકારક પુરવાર થાય અથવા આપણે આને પુત્ર બનાવી લઈએ.'' આવી રીતે અમે યૂસુફ માટે તે ધરતી ઉપર કદમ જમાવવાનો માર્ગ કાઢયો અને તેને મામલાઓને સમજવાની કેળવણી આપવાની વ્યવસ્થા કરી. અલ્લાહ પોતાનું કાર્ય કરીને રહે છે, પરંતુ મોટા ભાગના લોકો જાણતા નથી.

૨૨. અને જયારે તે પૂર્ણ યુવાવસ્થાએ પહોંચ્યો તો અમે તેને નિર્ણયશક્તિ અને જ્ઞાન પ્રદાન કર્યા, આવી રીતે અમે સદાચારીઓને બદલો આપીએ છીએ.

૨૩. જે સ્ત્રીના ઘરમાં તે હતો, તે તેના ઉપર સ્નેહજાળ પાથરવા લાગી અને એક દિવસે દરવાજા બંધ કરીને બોલી, ''આવી જા.'' યૂસુફે કહ્યું, ''અલ્લાહની પનાહ! મારા રબે તો મને સારી પ્રતિષ્ઠા અને દરજ્જો પ્રદાન કર્યો (અને હું આ કાર્ય કરૂં). આવા અત્યાચારીઓ ક્યારેય સફળતા પામી શકતા નથી.''

૨૪. તે તેના તરફ આગળ વધી અને યૂસુફ પણ તેના તરફ આગળ વધ્યો હોત, જો પોતાના રબની બુરહાન (પ્રમાણ) જોઈ ન લેતો. આવું થયું, જેથી અમે તેનાથી બૂરાઈ અને અશ્લિલતા દૂર કરી દઈએ. હકીકતમાં તે અમારા ચુનંદા બંદાઓ પૈકીનો હતો.

૨૫. છેવટે યૂસુફ અને તે આગળ-પાછળ દરવાજા તરફ દોડ્યા અને તેણે પાછળથી યૂસુફનું ખમીસ (ખેંચીને) ફાડી નાખ્યું. દરવાજા ઉપર બંનેએ તેના પતિને હાજર જોયો. તેને જોતાં જ સ્ત્રી કહેવા લાગી, ''શું સજા છે તે માણસની જે તારી ઘરવાળી ઉપર દાનત બગાડે ? આ સિવાય બીજી કઈ સજા હોઈ શકે છે કે તેને કેદ કરવામાં આવે અથવા તેને ભારે યાતના આપવામાં આવે ?''

૨૬. યૂસુફે કહ્યું, ''આ જ મને ફસાવવાનો પ્રયત્ન કરી રહી હતી.'' તે સ્ત્રીના પોતાના કુટુંબીજનોમાંથી એક વ્યક્તિએ (સમય અને સંજોગો જોઈને) સાક્ષી આપી, ''જો યૂસુફનું ખમીસ આગળથી ફાટ્યું હોય તો સ્ત્રી સાચી છે અને આ જૂઠો,

૨૭. અને જો તેનું ખમીસ પાછળથી ફાટ્યું હોય તો સ્ત્રી જૂઠી છે અને આ સાચો.''

૨૮. જ્યારે પતિએ જોયું કે યૂસુફનું ખમીસ પાછળથી ફાટેલું છે તો તેણે કહ્યું, ''આ તમે સ્ત્રીઓની ચાલાકીઓ છે, ખરેખર ગજબનાક હોય છે તમારી ચાલો.

૨૯. યૂસુફ ! આ મામલાને જવા દે (અર્થાત્ દરગુજર કરી દે) અને હે સ્ત્રી !

તમને આ સ્વપ્નોનું ફળ બતાવીશ. આ તે જ્ઞાનમાંથી છે જે મારા રબે મને પ્રદાન કર્યું છે. સાચું તો એ છે કે મેં તે લોકોનો માર્ગ છોડીને, જેઓ અલ્લાહ ઉપર ઈમાન લાવતા નથી અને આખિરત (પરલોક)નો ઈન્કાર કરે છે,

૩૮. પોતાના વડવાઓ ઈબ્રાહીમ, ઈસ્હાક, યાકૂબનો માર્ગ અપનાવ્યો છે. આપણું આ કામ નથી કે અલ્લાહ સાથે કોઈને ભાગીદાર ઠેરવીએ. હકીકતમાં આ અલ્લાહની કૃપા છે આપણા ઉપર અને તમામ મનુષ્યો ઉપર (કે તેણે પોતાના સિવાય કોઈના બંદા આપણને બનાવ્યા નથી) પરંતુ મોટા ભાગના લોકો આભારી થતા નથી.

૩૯. હે કેદખાનાના સાથીઓ ! તમે પોતે જ વિચારો કે ઘણાં જુદા-જુદા રબ (પ્રભુ અને પાલનહાર) સારા છે કે તે એક અલ્લાહ, જે સૌના ઉપર વર્ચસ્વ ધરાવે છે ?

૪૦. તેને છોડીને તમે જેની બંદગી કરી રહ્યા છો, તેઓ તેના સિવાય કંઈ જ નથી કે બસ થોડા નામો છે જે તમે અને તમારા બાપ-દાદાઓએ રાખી લીધાં છે, અલ્લાહે તેમના માટે કોઈ પ્રમાણ-પત્ર નથી ઉતાર્યું. સાર્વભૌમત્વ (શાસન-સત્તા) અલ્લાહ સિવાય કોઈના માટે નથી. તેનો આદેશ છે કે તેના સિવાય તમે કોઈની બંદગી ન કરો. આ જ સાવ સીધી જીવન-પદ્ધતિ છે, પરંતુ અધિકાંશ લોકો જાણતા નથી.

૪૧. હે જેલના સાથીઓ ! તમારા સ્વપ્નફળ આ છે કે તમારામાંથી એક તો પોતાના રબ (મિસરના રાજા)ને શરાબ પીવડાવશે, રહ્યો બીજો, તો તેને શૂળીએ ચઢાવવામાં આવશે અને પક્ષીઓ તેનું માથું ચૂંથી ખાશે. ફેંસલો થઈ ગયો તે વાતનો જે તમે પૂછી રહ્યા હતા.''

૪૨. પછી તેમનામાંથી જેના વિષે ધારણા હતી કે છૂટી જશે, તેને યૂસુફે કહ્યું, ''પોતાના રબ (મિસરના રાજા) પાસે મારો ઉલ્લેખ કરજે.'' પરંતુ શૈતાને તેને એવો ગફલતમાં નાખ્યો કે તે પોતાના રબ (મિસરના રાજા) પાસે તેનો ઉલ્લેખ કરવાનું ભૂલી ગયો અને યૂસુફ કેટલાય વર્ષ કેદખાનામાં પડ્યો રહ્યો. (રુકૂઅ-૫)

૪૩. એક દિવસ બાદશાહે કહ્યું, ''મેં સ્વપ્નમા જોયુ છે કે સાત હૃષ્ટપુષ્ટ ગાયો છે જેને સાત દૂબળી ગાયો ખાઈ રહી છે અને અનાજના સાત ડૂંડા લીલા છે અને બીજા સાત સૂકા. હે દરબારીઓ ! મને આ સ્વપ્નનું ફળ બતાવો, જો તમે સ્વપ્નોનો અર્થ સમજતા હોવ.''

૪૪. લોકોએ કહ્યું, ''આ તો ગૂંચવણભર્યા સ્વપ્નોની વાતો છે અને અમે



તમને આ સ્વપ્નોનું ફળ બતાવીશ. આ તે જ્ઞાનમાંથી છે જે મારા રબે મને પ્રદાન કર્યું છે. સાચું તો એ છે કે મેં તે લોકોનો માર્ગ છોડીને, જેઓ અલ્લાહ ઉપર ઈમાન લાવતા નથી અને આખિરત (પરલોક)નો ઈન્કાર કરે છે,

૩૮. પોતાના વડવાઓ ઈબ્રાહીમ, ઈસ્હાક, યાકૂબનો માર્ગ અપનાવ્યો છે. આપણું આ કામ નથી કે અલ્લાહ સાથે કોઈને ભાગીદાર ઠેરવીએ. હકીકતમાં આ અલ્લાહની કૃપા છે આપણા ઉપર અને તમામ મનુષ્યો ઉપર (કે તેણે પોતાના સિવાય કોઈના બંદા આપણને બનાવ્યા નથી) પરંતુ મોટા ભાગના લોકો આભારી થતા નથી.

૩૯. હે કેદખાનાના સાથીઓ ! તમે પોતે જ વિચારો કે ઘણાં જુદા-જુદા રબ (પ્રભુ અને પાલનહાર) સારા છે કે તે એક અલ્લાહ, જે સૌના ઉપર વર્ચસ્વ ધરાવે છે ?

૪૦. તેને છોડીને તમે જેની બંદગી કરી રહ્યા છો, તેઓ તેના સિવાય કંઈ જ નથી કે બસ થોડા નામો છે જે તમે અને તમારા બાપ-દાદાઓએ રાખી લીધાં છે, અલ્લાહે તેમના માટે કોઈ પ્રમાણ-પત્ર નથી ઉતાર્યું. સાર્વભૌમત્વ (શાસન-સત્તા) અલ્લાહ સિવાય કોઈના માટે નથી. તેનો આદેશ છે કે તેના સિવાય તમે કોઈની બંદગી ન કરો. આ જ સાવ સીધી જીવન-પદ્ધતિ છે, પરંતુ અધિકાંશ લોકો જાણતા નથી.

૪૧. હે જેલના સાથીઓ ! તમારા સ્વપ્નફળ આ છે કે તમારામાંથી એક તો પોતાના રબ (મિસરના રાજા)ને શરાબ પીવડાવશે, રહ્યો બીજો, તો તેને શૂળીએ ચઢાવવામાં આવશે અને પક્ષીઓ તેનું માથું ચૂંથી ખાશે. ફેંસલો થઈ ગયો તે વાતનો જે તમે પૂછી રહ્યા હતા.''

૪૨. પછી તેમનામાંથી જેના વિષે ધારણા હતી કે છૂટી જશે, તેને યૂસુફે કહ્યું, ''પોતાના રબ (મિસરના રાજા) પાસે મારો ઉલ્લેખ કરજે.'' પરંતુ શૈતાને તેને એવો ગફલતમાં નાખ્યો કે તે પોતાના રબ (મિસરના રાજા) પાસે તેનો ઉલ્લેખ કરવાનું ભૂલી ગયો અને યૂસુફ કેટલાય વર્ષ કેદખાનામાં પડ્યો રહ્યો. (રુકૂઅ-૫)

૪૩. એક દિવસ બાદશાહે કહ્યું, ''મેં સ્વપ્નમા જોયુ છે કે સાત હૃષ્ટપુષ્ટ ગાયો છે જેને સાત દૂબળી ગાયો ખાઈ રહી છે અને અનાજના સાત ડૂંડા લીલા છે અને બીજા સાત સૂકા. હે દરબારીઓ ! મને આ સ્વપ્નનું ફળ બતાવો, જો તમે સ્વપ્નોનો અર્થ સમજતા હોવ.''

૪૪. લોકોએ કહ્યું, ''આ તો ગૂંચવણભર્યા સ્વપ્નોની વાતો છે અને અમે

કરવા માટે ઉશ્કેરે જ છે, સિવાય કે કોઈના ઉપર મારા રબની કૃપા
થાય, નિઃશંક મારો રબ મોટો માફ કરનાર અને દયાળુ છે.''
૫૪. બાદશાહે કહ્યું, ''તેમને મારા પાસે લાવો, જેથી હું તેમને મારા માટે
વિશિષ્ટ કરી લઉં.'' જ્યારે યૂસુફે તેના સાથે વાતચીત કરી તો તેણે
કહ્યું, ''હવે આપ અમારે ત્યાં પ્રતિષ્ઠિત અને ઉચ્ચ દરજ્જો ધરાવો
છો અને આપની પ્રમાણિકતા ઉપર પૂરેપૂરો વિશ્વાસ છે.''
૫૫. યૂસુફે કહ્યું, ''દેશના ભંડારો મારા સુપ્રત કરી દો, હું રક્ષણ કરનાર
પણ છું અને જ્ઞાન પણ ધરાવું છું.''
૫૬. આવી રીતે અમે તે ભૂમિમાં યૂસુફ માટે સત્તાનો માર્ગ મોકળો કર્યો,
તેને સંપૂર્ણ અધિકાર પ્રાપ્ત હતો કે તેમાં જ્યાં ઇચ્છે ત્યાં પોતાનું સ્થાન
બનાવે. અમે પોતાની કૃપાથી જેને ઇચ્છીએ છીએ, પ્રદાન કરીએ
છીએ. સદાચારી લોકોનો બદલો અમે વ્યર્થ જવા દેતા નથી,
૫૭. અને આખિરત (પરલોક)નો બદલો તે લોકો માટે વધુ સારો છે જેઓ
ઈમાન લઈ આવ્યા અને અલ્લાહથી ડરીને કામ કરતા રહ્યા.
(રુકૂઅ ૭)
૫૮. યૂસુફના ભાઈઓ મિસર આવ્યા અને તેને ત્યાં હાજર થયા. તેણે તેમને
ઓળખી લીધા, પરંતુ તેઓ તેને જાણતા ન હતા.
૫૯. પછી જ્યારે તેણે તેમનો સામાન તૈયાર કરાવી દીધો તો જતાં વખતે તેમને
કહ્યું, ''તમારા ઓરમાન ભાઈને મારા પાસે લાવજો. જોતા નથી કે હું
કેવી રીતે માપ ભરીને આપું છું અને કેવો સારો અતિથિ-સત્કાર કરૂં છું.
૬૦. જો તમે તેને નહીં લાવો તો મારા પાસે તમારા માટે કોઈ અનાજ નથી,
બલ્કે તમે મારા નજીક પણ ફરકશો નહીં.''
૬૧. તેમણે કહ્યું, ''અમે પ્રયત્ન કરીશું કે પિતાજી તેને મોકલવા માટે રાજી
થઈ જાય, અને અમે આવું જરૂર કરીશું.''
૬૨. યૂસુફે પોતાના ગુલામોને ઈશારો કર્યો, ''આ લોકોએ અનાજના
બદલામાં જે માલ આપ્યો છે, તે ચૂપચાપ તેમના સામાનમાં જ મૂકી
દો.'' યૂસુફે આવું એ આશાએ કર્યું કે ઘરે પહોંચીને તેઓ પોતાનો
પાછો મેળવેલ માલ ઓળખી જશે (અથવા આ ઉદારતા બદલ
આભારી થશે) અને અશક્ય નથી કે ફરી પાછા આવે.
૬૩. જ્યારે તેઓ પોતાના પિતાના પાસે ગયા તો કહ્યું, ''પિતાજી ! હવે
પછી અમને અનાજ આપવાનો ઇન્કાર કરી દેવામાં આવ્યો છે, આથી
આપ અમારા ભાઈને અમારા સાથે મોકલી દો જેથી અમે અનાજ લઈને
આવીએ, અને તેની સુરક્ષાના અમે જવાબદાર છીએ.''
૬૪. પિતાએ જવાબ આપ્યો, ''શું હું તેના મામલામાં તમારા ઉપર એવો
જ વિશ્વાસ કરૂં જેવો આ પહેલાં તેના ભાઈના મામલામાં કરી ચૂક્યો



છું ? અલ્લાહ જ સારૂં રક્ષણ કરવાવાળો છે અને તે સૌથી મોટો દયાળુ
છે.''
૬૫. પછી જ્યારે તેમણે પોતાનો સામાન ખોલ્યો તો જોયું કે તેમનો માલ
પણ તેમને પાછો આપી દેવામાં આવ્યો છે. આ જોઈ તેઓ પોકારી
ઊઠ્યા, ''પિતાજી ! બીજું આપણને શું જોઈએ ! જુઓ, આ અમારો
માલ પણ અમને પરત કરી દેવામાં આવ્યો છે. બસ હવે અમે જઈશું
અને પોતાના કુટુંબીજનો માટે અનાજ લઈ આવીશું, પોતાના ભાઈની
રક્ષા પણ કરીશું અને એક ઊંટ ભરીને બીજું વધારે પણ લઈ આવીશું,
આટલા અનાજનો વધારો સહેલાઈથી થઈ જશે.''
૬૬. તેમના પિતાએ કહ્યું, ''હું કદાપિ તેને તમારા સાથે નહીં મોકલું, જ્યાં
સુધી તમે અલ્લાહનાં નામથી મને વચન ન આપી દો કે તેને મારા
પાસે જરૂર પાછો લઈને આવશો, સિવાય કે તમે ઘેરી લેવામાં આવો.''
જ્યારે તેમણે તેને પોત-પોતાના વચન આપી દીધા તો તેણે કહ્યું,
''જુઓ, આપણી આ વાત ઉપર અલ્લાહ દેખરેખ રાખનાર છે.''
૬૭. પછી તેણે કહ્યું, ''મારા દીકરાઓ ! મિસરના પાટનગરમાં એક
દરવાજામાંથી દાખલ ન થજો, બલ્કે જુદા-જુદા દરવાજાઓમાંથી જજો,
પરંતુ હું અલ્લાહની મરજીથી તમને નથી બચાવી શકતો. આદેશ તેના
સિવાય કોઈનો ચાલતો નથી. તેના જ ઉપર મેં ભરોસો કર્યો અને જેને
પણ ભરોસો કરવો હોય, તેના ઉપર જ કરે.''
૬૮. અને બન્યું પણ એવું જ કે જ્યારે તેઓ પોતાના પિતાની સલાહ મુજબ
નગરમાં (જુદા-જુદા દરવાજાઓમાંથી) દાખલ થયા તો તેનું આ
સાવચેતીભર્યું પગલું અલ્લાહની મરજી સામે કોઈ કામ ન આવી શક્યું.
હા, બસ યાકૂબના હૃદયમાં જે એક ખટકો હતો તેને દૂર કરવા માટે
તેણે પોતાનાથી બનતી કોશિશ કરી લીધી. નિઃશંક તે અમારા આપેલા
જ્ઞાનના લીધે જાણકાર હતો, પરંતુ મોટા ભાગના લોકો મામલાની
સચ્ચાઈને જાણતા નથી. (રુકૂઅ-૮)
૬૯. આ લોકો યૂસુફ સમક્ષ પહોંચ્યા તો તેણે પોતાના ભાઈને પોતાના પાસે
અલગ બોલાવી લીધો અને તેને બતાવી દીધું કે, ''હું તારો તે જ ભાઈ
છું (જે ખોવાઈ ગયો હતો) હવે તું તે વાતોનું દુઃખ ન રાખ જે આ
લોકો કરતા રહ્યા છે.''
૭૦. જ્યારે યૂસુફ તે ભાઈઓનો સામાન ભરાવવા લાગ્યો તો તેણે પોતાના
ભાઈના સામાનમાં પોતાનો પ્યાલો મૂકી દીધો. પછી એક પોકારનારાએ
પોકારીને કહ્યું, ''હે કાફલાવાળાઓ ! તમે લોકો ચોર છો.''

૭૧. તેમણે તરત જ ફરીને પૂછ્યું, ''તમારી કઈ વસ્તુ ખોવાઈ ગઈ ?''

૭૨. સરકારી નોકરોએ કહ્યું, ''બાદશાહનું માપિયું અમને મળતું નથી.'' (અને તેમના ઉપરીએ કહ્યું), ''જે વ્યક્તિ લાવીને આપશે તેના માટે એક ઊંટભાર ઈનામ છે, તેની હું ખાત્રી આપું છું.''

૭૩. તે ભાઈઓએ કહ્યું, ''અલ્લાહના સોગંદ ! તમે લોકો સારી રીતે જાણો છો કે અમે આ દેશમાં બગાડ કરવા નથી આવ્યા અને અમે ચોરીઓ કરનારા લોકો નથી.''

૭૪. તેણે કહ્યું, ''ભલે, જો તમારી વાત ખોટી નીકળી તો ચોરની શી સજા છે ?''

૭૫. તેમણે કહ્યું, ''આની સજા ? જેના સામાનમાંથી વસ્તુ નીકળે તેને પોતાને જ સજા તરીકે રાખી લેવામાં આવે, અમારે ત્યાં તો આવા અત્યાચારીઓને સજા આપવાનો આ જ નિયમ છે.''

૭૬. ત્યારે યૂસુફે પોતાના ભાઈ પહેલાં તેમના થેલાંઓની તલાશી લેવાની શરૂ કરી, પછી પોતાના ભાઈના થેલામાંથી પોતાની ખોવાયેલી વસ્તુ શોધી કાઢી – આ રીતે અમે યૂસુફની મદદ પોતાની યુક્તિથી કરી. તેનું આ કામ ન હતું કે બાદશાહના દીન (અર્થાત્ મિસરના શાહી કાનૂન) હેઠળ પોતાના ભાઈને પકડતો સિવાય એ કે અલ્લાહ જ આવું ચાહે.[૨૦] અમે જેના દરજ્જા ચાહીએ છીએ વધારી દઈએ છીએ, અને એક જ્ઞાન ધરાવનાર એવો છે જે દરેક જ્ઞાન ધરાવનારથી ઉચ્ચતર છે.

૭૭. તે ભાઈઓએ કહ્યું, ''આ ચોરી કરે તો કોઈ આશ્ચર્યની વાત પણ નથી, આ પહેલાં આનો ભાઈ (યૂસુફ) પણ ચોરી કરી ચૂક્યો છે.'' યૂસુફ તેમની આ વાત સાંભળી ગળી ગયો. હકીકત તેમના સામે જાહેર ન કરી, બસ (મનમાં-ને-મનમાં) આટલું કહી રહી ગયો કે, ''ઘણા જ દુષ્ટ છો તમે લોકો, (મારા મોઢા-મોઢ મારા ઉપર) જે આરોપ તમે મૂકી રહ્યાં છો તેની હકીકત અલ્લાહ સારી રીતે જાણે છે.''

૭૮. તેમણે કહ્યું, ''હે સત્તાધારી સરદાર (અઝીઝ) ! આનો પિતા ઘણો વૃદ્ધ માણસ છે, તેના બદલે આપ અમારામાંથી કોઈને રાખી લો, અમે આપને ખૂબ સજ્જન માણસ જોઈએ છીએ.''

૭૯. યૂસુફે કહ્યું, ''અલ્લાહની પનાહ ! બીજા કોઈ વ્યક્તિને અમે કેવી રીતે રાખી શકીએ ? જેના પાસે અમે અમારો માલ જોયો છે તેને છોડીને બીજાને રાખીશું તો અમે અત્યાચારી હોઈશું.'' (રુકૂઅ-૯)

૮૦. જ્યારે તેઓ યૂસુફથી નિરાશ થઈ ગયા તો એક ખૂણામાં જઈને પરસ્પર સલાહ-મસ્લત કરવા લાગ્યા. તેમનામાં જે સૌથી મોટો હતો તે બોલ્યો, ''તમે જાણતા નથી કે તમારા પિતા તમારા પાસેથી અલ્લાહના નામ



ઉપર પાકું વચન લઈ ચૂક્યા છે ? અને આ પહેલાં યૂસુફના મામલામાં તમે જે કરી ચૂક્યા છો તે પણ તમને ખબર છે. હવે હું તો અહીંથી કદાપિ જઈશ નહીં જ્યાં સુધી મારા પિતા મને પરવાનગી ન આપે, અથવા પછી અલ્લાહ જ મારા માટે કોઈ ફેંસલો ફરમાવી દે, કેમ કે તે સૌથી સારો ફેંસલો કરનાર છે.

૮૧. તમે જઈને પોતાના પિતાને કહો, ''પિતાજી ! આપના પુત્રએ ચોરી કરી છે. અમે તેને ચોરી કરતો જોયો નથી, જે કંઈ અમને ખબર પડી છે, બસ તે જ અમે કહી રહ્યા છીએ, અને અદૃશ્યની સંભાળ તો અમે રાખી શકતા ન હતા.

૮૨. આપ તે વસ્તીના લોકોને પૂછી જુઓ જ્યાં અમે હતા. તે કાફલાથી જાણકારી મેળવી લો જેના સાથે અમે આવ્યા છીએ. અમે અમારા નિવેદનમાં તદ્દન સાચા છીએ.''

૮૩. પિતાએ આ વાત સાંભળીને કહ્યું, ''હકીકતમાં તમારા મને તમારા માટે એક બીજી મોટી વાત સરળ બનાવી દીધી. ભલે, આના ઉપર પણ ધીરજ રાખીશ અને સારી રીતે રાખીશ. અશક્ય નથી કે અલ્લાહ તે સૌને મારા સાથે મેળવી આપે. તે બધું જ જાણે છે અને તેના બધા કામ તત્ત્વદર્શિતા ઉપર આધારિત છે.''

૮૪. પછી તે તેમના તરફથી મોઢું ફેરવીને બેસી ગયો અને કહેવા લાગ્યો કે, ''હાય યૂસુફ !'' – તે મનોમન ખૂબ દુઃખી થઈ રહ્યો હતો અને તેની આંખો સફેદ પડી ગઈ હતી –

૮૫. પુત્રોએ કહ્યું, ''અલ્લાહના સોગંદ ! આપ તો બસ યૂસુફને જ યાદ કર્યા કરો છો. સ્થિતિ ત્યાં પહોંચી છે કે તેના રંજમાં તમે પોતાને ઓગાળી નાખશો અથવા પોતાનો જીવ આપી દેશો.''

૮૬. તેણે કહ્યું, ''હું મારી પરેશાની અને પોતાના સંતાપની ફરિયાદ અલ્લાહ સિવાય કોઈને નથી કરતો, અને અલ્લાહને જેવો હું જાણું છું, તમે નથી જાણતા.

૮૭. મારા બાળકો ! જઈને યૂસુફ અને તેના ભાઈની શોધ કરો, અલ્લાહની કૃપાથી નિરાશ ન થાઓ, તેની કૃપાથી તો માત્ર કાફિરો (અધર્મીઓ) જ નિરાશ થતા હોય છે.''

૮૮. જ્યારે આ લોકો મિસર જઈ યૂસુફ સમક્ષ હાજર થયા તો તેમણે નિવેદન કર્યું, ''હે સત્તાધારી સરદાર ! અમે અને અમારા ઘરવાળા મોટી મુસીબતમાં સપડાયા છીએ અને અમે તુચ્છ જેવી મૂડી લઈને

આવ્યા છીએ. આપ અમને ભરપૂર અનાજ આપો અને અમને દાન આપો. અલ્લાહ દાન આપનારાઓને બદલો આપે છે.''

૮૯. (આ સાંભળીને યૂસુફથી રહેવાયું નહીં) તેણે કહ્યું, ''તમને એ પણ કંઈ ખબર છે કે તમે યૂસુફ અને તેના ભાઈના સાથે શું કર્યું હતું, જ્યારે તમે મૂર્ખ હતા ?''

૯૦. તેઓ ચોંકીને બોલ્યા, ''અરે ! શું તમે યૂસુફ છો ?'' તેણે કહ્યું, ''હા, હું યૂસુફ છું અને આ મારો ભાઈ છે. અલ્લાહે અમારા ઉપર ઉપકાર કર્યો. સત્ય એ છે કે જો કોઈ તકવા (સંયમ અને ઈશભય) અને ધૈર્યથી કામ લે તો અલ્લાહને ત્યાં આવા સદાચારી લોકોનો બદલો વ્યર્થ જતો નથી.''

૯૧. તેમણે કહ્યું, ''અલ્લાહના સોગંદ ! તમને અલ્લાહે અમારા ઉપર શ્રેષ્ઠતા આપી અને ખરેખર અમે ગુનેગાર હતા.''

૯૨. તેણે જવાબ આપ્યો, ''આજે તમારા ઉપર કોઈ પકડ નથી, અલ્લાહ તમને માફ કરે, તે સૌથી વધીને દયા કરવાવાળો છે.

૯૩. જાઓ, મારું આ ખમીસ લઈ જાવ અને મારા પિતાના ચહેરા ઉપર નાખી દો. તેમની દૃષ્ટિ પાછી આવી જશે અને પોતાના બધા ઘરવાળાઓને મારા પાસે લઈ આવો.'' (રુકૂઅ-૧૦)

૯૪. જ્યારે આ કાફલો (મિસરથી) રવાના થયો તો તેમના પિતાએ (કિન્આનમાં) કહ્યું, ''હું યૂસુફની સુગંધ અનુભવી રહ્યો છું, તમે લોકો ક્યાંક એમ ન કહેવા લાગો કે ઘડપણના કારણે મારી બુદ્ધિ કમજોર થઈ ગઈ છે.''

૯૫. ઘરવાળાઓ બોલ્યા, ''અલ્લાહના સોગંદ ! આપ હજુ પણ પોતાની તે જ જૂની ઘેલછામાં પડેલા છો.''

૯૬. પછી જ્યારે ખુશખબર લાવનાર આવ્યો તો તેણે યૂસુફનું ખમીસ યાકૂબના ચહેરા ઉપર નાખી દીધું અને અચાનક તેની દૃષ્ટિ પાછી આવી ગઈ. ત્યારે તેણે કહ્યું, ''હું તમને ન હતો કહેતો ? હું અલ્લાહ તરફથી તે બધું જાણું છું જે તમે નથી જાણતા.''

૯૭. બધા બોલી ઊઠ્યા, ''પિતાજી ! આપ અમારા ગુનાઓની માફી માટે દુઆ કરો, સાચે જ અમે ગુનેગાર હતા.''

૯૮. તેણે કહ્યું, ''હું પોતાના રબ (પ્રભુ)ને તમારા માટે માફીની દુઆ કરીશ, તે મોટો માફ કરનાર અને દયાળુ છે.''

૯૯. પછી જ્યારે આ લોકો યૂસુફ પાસે પહોંચ્યા તો તેણે પોતાના માતા-પિતાને પોતાના સાથે બેસાડી લીધા અને (પોતાના સૌ કુટુંબીજનોને) કહ્યું, ''ચાલો, હવે નગરમાં ચાલો, અલ્લાહ ચાહશે તો સુખ-શાંતિથી રહેશો.''

૧૦૦. (નગરમાં દાખલ થયા પછી) તેણે પોતાના માતા-પિતાને ઉઠાવીને પોતાના પાસે સિંહાસન ઉપર બેસાડ્યા અને બધા જ તેના આગળ



એકદમ સિજદામાં ઝૂકી ગયા. યૂસુફે કહ્યું, ''પિતાજી ! આ સ્વપ્નફળ છે મારા તે સ્વપ્નનું, જે મેં જોયું હતું. મારા રબે તેને હકીકત બનાવી દીધું. તેનો ઉપકાર છે કે તેણે મને કેદખાનામાંથી છોડાવ્યો અને આપ લોકોને રણમાંથી લાવીને મારા સાથે મેળાપ કરાવ્યો, જો કે શૈતાન મારા અને મારા ભાઈઓ વચ્ચે બગાડ પેદા કરી ચૂક્યો હતો. હકીકત એ છે કે મારો રબ અનુભવી ન શકાય તેવી યુક્તિઓ વડે પોતાની મરજી પૂરી કરે છે, નિઃશંક તે સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે.

૧૦૧. હે મારા રબ ! તે મને રાજ્ય પ્રદાન કર્યું અને મને મામલાઓના મૂળ સુધી પહોંચવાનું શીખવાડ્યું. ધરતી અને આકાશોના સર્જક ! તું જ દુનિયા (આલોક) અને આખિરત (પરલોક)માં મારો સંરક્ષક છે, મારો અંત ઈસ્લામ ઉપર કર અને છેવટે મને સાલેહીન (સદાચારીઓ) સાથે મેળવી દે.''

૧૦૨. હે પયગંબર ! આ કિસ્સો અદૃશ્યની ખબરોમાંથી છે જે અમે તમારા ઉપર વહી કરી રહ્યાં છીએ, નહીં તો તમે તે વખતે હાજર ન હતા જ્યારે યૂસુફના ભાઈઓએ એક-બીજા સાથે મળીને કાવત્રું રચ્યું હતું.

૧૦૩. પરંતુ ચાહે તમે ગમે તેટલું ઇચ્છો, તેમના પૈકી મોટા ભાગના લોકો ઈમાન લાવવાના નથી.

૧૦૪. જો કે તમે આ સેવા માટે તેમના પાસે કોઈ વળતર પણ નથી માગતા. આ તો એક ઉપદેશ છે, તમામ જગતનિવાસીઓ માટે. (રુકૂઅ-૧૧)

૧૦૫. ધરતી અને આકાશોમાં કેટલીય નિશાનીઓ છે જેના ઉપરથી આ લોકો પસાર થતા રહે છે અને સહેજ પણ ધ્યાન આપતા નથી.

૧૦૬. તેમનામાંથી મોટા ભાગના અલ્લાહને માને છે પરંતુ એવી રીતે કે તેના સાથે બીજાઓને ભાગીદાર ઠેરવે છે ?

૧૦૭. શું તેઓ નિશ્ચિંત છે કે અલ્લાહની યાતનાની કોઈ મુસીબત તેમને ઝડપી નહીં લે અથવા બેખબરીમાં કયામત (પુનરુજ્જીવન)ની ઘડી ઓચિંતી તેમના ઉપર આવી નહીં જાય ?

૧૦૮. તમે તેમને સ્પષ્ટ કહી દો કે, ''મારો માર્ગ તો આ છે, હું અલ્લાહ તરફ બોલાવું છું, — હું પોતે પણ સંપૂર્ણ પ્રકાશમાં પોતાનો માર્ગ જોઈ રહ્યો છું અને મારા સાથીઓ પણ, અને અલ્લાહ પવિત્ર અને ઉચ્ચ છે, અને શિર્ક કરનારાઓથી મારો કોઈ સંબંધ નથી.''

૧૦૯. હે પયગંબર ! તમારા પહેલાં અમે જે પયગંબરો મોકલ્યા હતા તેઓ બધા પણ મનુષ્ય જ હતા અને આ જ વસ્તીઓના રહેનારાઓમાંથી હતા અને તેમના જ તરફ અમે વહી મોકલતાં રહ્યા છીએ. પછી શું

આ લોકો ધરતી ઉપર હર્યા-ફર્યા નથી કે તે કોમોનો અંજામ તેમને ન દેખાયો જે તેમના પહેલાં થઈ ગઈ છે ? ચોક્કસ જ, આખિરત (પરલોક)નું ઘર તે લોકો માટે ખૂબ વધારે સારું છે જેમણે (પયગંબરોની વાત માનીને) તકવા (અલ્લાહથી ડરવાનો, સંયમનો) માર્ગ અપનાવ્યો. શું હજુ પણ તમે લોકો નહીં સમજો ? (અગાઉના પયગંબરો સાથે પણ આમ જ થતું રહ્યું છે કે તેઓ મુદ્દતો સુધી શિખામણ આપતા રહ્યા અને લોકો ઈમાન ન લાવ્યા).

૧૧૦. ત્યાં સુધી કે જ્યારે પયગંબરો લોકોથી નિરાશ થઈ ગયા અને લોકોએ પણ સમજી લીધું કે તેમના સાથે જૂઠ બોલવામાં આવ્યું હતું, તો એકાએક જ અમારી મદદ પયગંબરોને પહોંચી ગઈ. પછી જ્યારે આવો વખત આવી જાય છે તો અમારો નિયમ એ છે કે જેને અમે ચાહીએ છીએ, બચાવી લઈએ છીએ અને ગુનેગારો ઉપરથી તો અમારી યાતનાને ટાળી શકાતી જ નથી.

૧૧૧. પુરોગામીઓના આ કિસ્સાઓમાં બુદ્ધિ અને ચેતના રાખવાવાળા લોકો માટે બોધપાઠ છે. આ જે કંઈ કુર્આનમાં વર્ણવવામાં આવી રહ્યું છે તે ઘડી કાઢેલી વાતો નથી, બલ્કે જે ગ્રંથો આના પહેલાં આવી ચૂક્યા છે તેમની જ પુષ્ટિ છે અને દરેક વસ્તુનું વિગતવાર વર્ણન (તફસીલ[૨૫])અને ઈમાન લાવનારાઓ માટે માર્ગદર્શન અને કૃપા. (રુકૂઅ-૧૨)



# (૧૩) અર્-રઅ્દ

## પરિચય

**નામ :**

આયત-૧૩ના વાક્ય ‘વયુસબ્બિહુર્રઅ્દુ બિહમ્દિહિ વલ્મલાઇકતુ મિનખીફતિહિ’ના શબ્દ ‘અર્-રઅ્દ’ને આ સૂરઃનું નામ આપવામાં આવ્યું છે. આ નામનો અર્થ એમ થતો નથી કે આ સૂરઃમાં વાદળની ગર્જનાના પ્રશ્નની ચર્ચા કરવામાં આવી છે, બલ્કે તે પ્રતીક રૂપે છે જે દર્શાવે છે કે આ તે સૂરઃ છે જેમાં ‘અર્-રઅદ’ શબ્દ આવ્યો છે અથવા જેમાં તેનો ઉલ્લેખ થયો છે.

**ઉતરાણકાળ :**

આયત-૨૭ થી ૩૧ અને આયત-૩૮ થી ૪૩ના વિષયો પુરાવો આપે છે કે આ સૂરઃ પણ તે જ કાળમાં ઊતરી છે જેમાં સૂરઃ યૂનુસ, સૂરઃ હૂદ અને સૂરઃ અઅ્રાફ ઊતરી છે, અર્થાત્ પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.)ના મક્કાના અંતિમ જમાનામાં. વર્ણનશૈલી ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આપ (સલ્લ.)ના ઈસ્લામ-પ્રચારને ઘણો લાંબો સમય પસાર થઈ ગયો છે અને વિરોધીઓ આપ અને આપના મિશનને નિષ્ફળ બનાવવા વિવિધ યુક્તિઓ અજમાવી રહ્યાં છે. ઈમાનવાળાઓ વારંવાર એ અપેક્ષા કરે છે કે કદાચ ! કોઈ ચમત્કાર જ દેખાડીને આ લોકોને સન્માર્ગે લાવવામાં આવે. પરંતુ અલ્લાહ મુસલમાનોને સમજાવી રહ્યો છે કે ઈમાનનો માર્ગ બતાવવાની આ પદ્ધતિ અમારે ત્યાં પ્રચલિત નથી. જો સત્યના દુશ્મનોને મહેતલ આપવામાં આવી રહી છે તો તેમાં તમારે ગભરાવાનું કોઈ કારણ નથી. આયત-૩૧ દ્વારા એવું પણ જણાય છે કે કાફિરોના હઠાગ્રહનું વારંવાર એવું પ્રદર્શન થઈ ચૂક્યું છે, જેના પછી એમ કહેવું તદ્દન ઉચિત લાગે છે કે જો મડદાં પણ કબરોમાંથી ઊઠીને આવી જાય તો પણ આ લોકો માનવાના નથી. બલ્કે આનું પણ કોઈ અર્થઘટન કરીને ખોટું ઠેરવશે. આ બધી બાબતો ઉપરથી એમ જ લાગે છે કે આ સૂરઃ મક્કી યુગના છેલ્લા તબક્કામાં ઊતરી હશે.

**કેન્દ્રીય વિચાર :**

સૂરઃનો ઉદ્દેશ્ય પહેલી જ આયતમાં રજૂ કરી દેવામાં આવ્યો છે અર્થાત્ હઝરત મુહમ્મદ (સલ્લ.) જે કાંઈ પ્રસ્તુત કરી રહ્યાં છે તે સત્ય જ છે, હવે લોકો તેને નથી માનતા એ તેમની ભૂલ છે. સમગ્ર પ્રવચન આ જ કેન્દ્રીય વિષયના આસપાસ ફરે છે. આ અંગે વારંવાર વિવિધ રીતે તૌહીદ, આખિરત અને રિસાલતની સત્યતા પુરવાર કરવામાં આવી છે, અને તેના ઉપર ઈમાન લાવવાના નૈતિક અને આધ્યાત્મિક લાભોની સમજ આપવામાં આવી છે. તેને

ન માનવાથી શું નુકસાન થાય છે તે પણ દર્શાવવામાં આવ્યું છે, અને આમ એ વાત ગળે ઊતારવામાં આવી છે કે કુફ્ર (ઇન્કાર) પૂર્ણપણે અજ્ઞાનતા અને મૂર્ખામી છે. આ સમગ્ર વર્ણનનો હેતુ ફક્ત માનસને સંતુષ્ટ કરવાનો જ નથી બલ્કે હૃદયોને ઈમાન પ્રત્યે આકર્ષિત કરવાનો પણ છે, આથી માત્ર તાર્કિક દલીલોનો જ ઉપયોગ કરવામાં નથી આવ્યો, બલ્કે એક-એક દલીલ અને પુરાવો રજૂ કર્યા પછી અટકીને વિવિધ રીતે ભય, ધમકી, પ્રોત્સાહન અને પ્રેમપૂર્વક શીખ આપવામાં આવી છે, જેથી મૂર્ખ લોકો પોતાનો અજ્ઞાનતાપૂર્ણ હઠાગ્રહ ત્યજી દે.

પ્રવચન દરમ્યાન ઠેક-ઠેકાણે વિરોધીઓના વાંધાઓનો ઉલ્લેખ કર્યા વિના તેનો જવાબ આપવામાં આવ્યો છે અને તે શંકાઓનું નિવારણ કરવામાં આવ્યું છે જે પયગંબર (સલ્લ.)ના સંદેશ અંગે લોકોના મનમાં પ્રવર્તતી હતી, કે પછી વિરોધીઓ લોકોના હૃદયમાં નાખતા હતા. આ ઉપરાંત ઈમાનવાળાઓને પણ સાંત્વના આપવામાં આવી છે, કેમ કે તેઓ ઘણાં વર્ષોનાં મુશ્કેલ અને લાંબા સંઘર્ષનાં કારણે થાકી રહ્યા હતા અને બેચેનીપૂર્વક પરોક્ષ સહાયતાની રાહ જોઈ રહ્યા હતા.



# (૧૩) સૂરઃ અર્-રઅ્દ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૬ • આયતો : ૪૩)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. અલિફ-લામ-મીમ-રા. આ અલ્લાહના ગ્રંથની આયતો છે, અને જે કંઈ તમારા રબ (પ્રભુ) તરફથી તમારા ઉપર અવતરિત કરવામાં આવ્યું છે તે તદ્દન સત્ય છે, પરંતુ (તમારી કોમના) મોટા ભાગના લોકો માની રહ્યા નથી.

૨. તે અલ્લાહ જ છે જેણે આકાશોને એવા આધારો વિના કાયમ કર્યા જે તમને દેખાતા હોય, પછી તે પોતાના રાજ-સિંહાસન ઉપર બિરાજમાન થયો, અને તેણે સૂર્ય અને ચંદ્રને એક કાનૂનને તાબે કર્યા. આ આખી વ્યવસ્થાની પ્રત્યેક વસ્તુ એક નિર્ધારિત સમય સુધી ચાલી રહી છે, અને અલ્લાહ જ આ સમગ્ર કાર્યનું નિયમન કરી રહ્યો છે. તે નિશાનીઓ ખોલી-ખોલીને વર્ણવે છે કદાચ તમે પોતાના રબની મુલાકાતનો વિશ્વાસ કરો.

૩. અને તે જ છે જેણે આ ધરતી ફેલાવી રાખી છે, તેમાં પર્વતોના ખૂંટા ખોડી રાખ્યા છે અને નદીઓ વહેવડાવી દીધી છે. તેણે જ દરેક પ્રકારના ફળોની જોડીઓ પેદા કરી છે અને તે જ દિવસ ઉપર રાતને ઢાંકી દે છે. આ બધી વસ્તુઓમાં મોટી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ ચિંતન-મનન કરે છે.

૪. અને જુઓ, પૃથ્વી ઉપર જુદા-જુદા ભૂ-ભાગો જોવા મળે છે જે એક-બીજાથી જોડાયેલા છે, દ્રાક્ષના બગીચા છે, ખેતરો છે, ખજૂરના વૃક્ષો છે જેમાંથી કેટલાક એકવડિયા છે અને કેટલાક બેવડા. બધાને એક જ પાણી સિંચે છે, પરંતુ સ્વાદમાં અમે કોઈને સારો બનાવી લઈએ છીએ તો કોઈને ઊતરતું. આ બધી વસ્તુઓમાં અનેક નિશાનીઓ છે તે લોકો માટે જેઓ બુદ્ધિનો ઉપયોગ કરે છે.

૫. હવે જો તમારે આશ્ચર્ય પામવું હોય તો આશ્ચર્ય પામવા લાયક લોકોનું આ કથન છે કે, ''જ્યારે અમે મૃત્યુ પામીને માટી થઈ જઈશું તો શું અમે નવેસરથી પેદા કરવામાં આવીશું ?'' આ તે લોકો છે જેમણે પોતાના રબ સાથે કુફ્ર કર્યું છે. આ તે લોકો છે જેમના ગળામાં તોક (ભારે બેડીઓ) પડેલી છે. આ લોકો જહન્નમી છે અને જહન્નમમાં હંમેશાં રહેશે.

૬. આ લોકો ભલાઈથી પહેલાં બૂરાઈ માટે ઉતાવળ કરી રહ્યા છે જો કે

એમના પહેલા (જે લોકો આ રસ્તે ચાલ્યા છે તેમના ઉપર અલ્લાહના પ્રકોપના) શિક્ષાપ્રદ ઉદાહરણો બની ચૂક્યા છે. સાચું તો એ છે કે તારો રબ (પ્રભુ) લોકોના અતિરેક છતાં તેમના સાથે દરગુજરથી કામ લે છે, અને એ પણ સાચું છે કે તારો રબ (પ્રભુ) કઠોર સજા આપનાર છે.

૭. આ લોકો જેમણે તમારી વાત સાંભળવાનો ઇન્કાર કરી દીધો છે, કહે છે કે, ''આ વ્યક્તિ ઉપર તેના રબ તરફથી કોઈ નિશાની કેમ ન ઊતરી ?''— તમે તો માત્ર ચેતવણી આપનાર છો, અને દરેક કોમ માટે એક માર્ગદર્શક છે. (રુકૂઅ-૧)

૮. અલ્લાહ એક-એક ગર્ભવતીના પેટથી વાકેફ છે. જે કંઈ તેમાં બને છે, તેને પણ તે જાણે છે અને જે કંઈ તેમાં વધારો-ઘટાડો થાય છે તેની પણ તે જાણકારી રાખે છે. દરેક વસ્તુ માટે તેને ત્યાં એક પ્રમાણ નિયત છે.

૯. તે છૂપી અને જાહેર, દરેક વસ્તુને જાણે છે. તે મહાન છે અને દરેક સંજોગોમાં સર્વોપરી રહેનાર છે.

૧૦. તમારામાંથી કોઈ વ્યક્તિ ચાહે મોટેથી વાત કરે કે ધીમેથી, અને કોઈ રાતના અંધકારમાં છૂપાયેલ હોય અથવા દિવસના પ્રકાશમાં ચાલી રહી હોય, તેના માટે બધું સરખું છે.

૧૧. દરેક મનુષ્યની આગળ અને પાછળ તેના નિયુક્ત કરેલા નિરીક્ષકો લાગેલા છે, જેઓ અલ્લાહના આદેશથી તેની દેખરેખ રાખી રહ્યાં છે. હકીકત એ છે કે અલ્લાહ કોઈ કોમની હાલત ત્યાં સુધી બદલતો નથી જ્યાં સુધી તે સ્વયં પોતાના લક્ષણો બદલી નાખતી નથી. અને જ્યારે અલ્લાહ કોઈ કોમની બરબાદી લાવવાનો નિર્ણય કરી લે તો પછી તે કોઈના ટાળ્યે ટાળી શકાતી નથી, ન અલ્લાહના મુકાબલામાં આવી કોમનો કોઈ સમર્થક અને સહાયક હોઈ શકે છે.

૧૨. તે જ છે જે તમારા સામે વીજળીઓ ચમકાવે છે જેને જોઈને તમને ડર પણ લાગે છે અને આશાઓ પણ બંધાય છે. તે જ છે જે પાણીથી લદાયેલા વાદળો ઉઠાવે છે,

૧૩. વાદળોની ગર્જના તેની પ્રશંસાની સાથે તેની પવિત્રતાનું વર્ણન કરે છે અને ફરિશ્તા તેના ભયથી ધ્રુજતા-ધ્રુજતા તેની તસ્બીહ (પવિત્રતાનો જાપ) કરે છે. તે કડાકા બોલાવતી વીજળીઓને મોકલે છે અને (ક્યારેક-ક્યારેક) તેમને જેના ઉપર ચાહે છે બરાબર એ જ હાલતમાં પાડી દે છે જ્યારે લોકો અલ્લાહ વિષે ઝઘડી રહ્યા હોય છે. હકીકતમાં તેની ચાલ ઘણી જબરજસ્ત છે.

૧૪ તેને જ પોકારવું સત્ય છે. રહી તે બીજી હસ્તીઓ, જેમને તેને (અલ્લાહને) છોડીને આ લોકો પોકારે છે, તે તેમની પ્રાર્થનાઓનો



કોઈ જવાબ નથી આપી શકતી. તેમને પોકારવું તો એવું છે જેમ કે કોઈ મનુષ્ય પાણી તરફ હાથ ફેલાવી તેને વિનંતી કરે કે તું મારા મોઢા સુધી પહોંચી જા, જો કે પાણી તેના સુધી પહોંચવાનું નથી. બસ, આ રીતે કાફિરો (અધર્મીઓ)ની પ્રાર્થનાઓ પણ કંઈ નથી પરંતુ એક તીર કોઈ લક્ષ વિનાનું.

૧૫. તે તો એક અલ્લાહ જ છે જેને ધરતી અને આકાશોની પ્રત્યેક વસ્તુ ઇચ્છા-અનિચ્છાએ સિજદો કરી રહી છે અને બધી વસ્તુઓના પડછાયા સવાર-સાંજ તેના આગળ ઝૂકે છે.

૧૬. આમને પૂછો, આકાશ અને ધરતીનો રબ (માલિક અને પાલનહાર) કોણ છે ?— કહો, અલ્લાહ. પછી એમને કહો કે જ્યારે હકીકત આ છે તો શું તમે તેને છોડીને એવા ઉપાસ્યોને પોતાના કાર્યસાધક ઠેરવી લીધા જેઓ સ્વયં પોતાના માટે પણ કોઈ નફા-નુકસાનનો અધિકાર ધરાવતા નથી ? કહો, શું આંધળો અને આંખોવાળો સમાન હોય છે ? શું પ્રકાશ અને અંધકાર સરખા હોય છે ? અને જો આવું નથી તો શું તેમના ઠેરવેલા ભાગીદારોએ પણ અલ્લાહની જેમ કંઈ પેદા કર્યું છે કે તેના કારણે તેમના ઉપર સર્જનની બાબત શંકાસ્પદ થઈ ગઈ છે ?— કહો, દરેક વસ્તુનો પેદા કરનાર માત્ર અલ્લાહ છે અને તે અદ્વિતીય છે, સૌના ઉપર વર્ચસ્વ ધરાવનાર.

૧૭. અલ્લાહે આકાશમાંથી પાણી વરસાવ્યું અને દરેક નદી-નાળું પોતાની ગુંજાશ મુજબ તેને લઈને ચાલી નીકળ્યું. પછી જ્યારે પૂર આવ્યું તો સપાટી ઉપર ફીણ પણ આવી ગયા. અને આવા જ ફીણ તે ધાતુઓમાં પણ ઉભરાય છે જેમને ઘરેણાં અને વાસણ વગેરે બનાવવા માટે લોકો પિગળાવે છે. આ જ ઉદાહરણ વડે અલ્લાહ સત્ય અને અસત્યના મામલાને સ્પષ્ટ કરે છે. જે ફીણ છે, તે ઊડી જાય છે અને જે વસ્તુ મનુષ્ય માટે ફાયદાકારક છે, તે ધરતી ઉપર રહી જાય છે. આવી રીતે અલ્લાહ ઉદાહરણો દ્વારા પોતાની વાત સમજાવે છે.

૧૮. જે લોકોએ પોતાના રબનું આમંત્રણ સ્વીકારી લીધું, તેમના માટે ભલાઈ છે અને જેમણે તેને સ્વીકાર્યું નહીં, તેઓ જો ધરતીની બધી જ દોલતના પણ માલિક હોય અને તેટલી જ બીજી મેળવી લે, તો તેઓ અલ્લાહની પકડથી બચવા માટે આ બધી ફિદયા (અર્થ-દંડ)માં આપી દેવા માટે તૈયાર થઈ જશે. આ તે લોકો છે જેમના પાસેથી ખરાબ રીતે હિસાબ લેવામાં આવશે અને તેમનું ઠેકાણું જહન્નમ (નર્ક) છે, ઘણું જ ખરાબ ઠેકાણું. (રુકૂઅ-૨)

૧૯. વળી એવું કઈ રીતે શક્ય છે કે તે વ્યક્તિ જે તમારા રબના આ ગ્રંથને, જે તેણે તમારા ઉપર અવતરિત કર્યો છે, સાચો માને છે અને તે વ્યક્તિ જે આ હકીકત પ્રત્યે આંધળો છે, બંને સમાન થઈ જાય ? શિખામણ તો બુદ્ધિશાળી લોકો જ સ્વીકારે છે.

૨૦. અને તેઓનું વર્તન એ હોય છે કે અલ્લાહ સાથેનું પોતાનું વચન પૂરૂં કરે છે, તેને મજબૂતીથી બાંધી લીધા પછી તોડી નથી નાખતા.

૨૧. તેમનું વર્તન એ હોય છે કે અલ્લાહે જે-જે સંબંધો જાળવી રાખવાનો હુકમ આપ્યો છે, તેને જાળવી રાખે છે, પોતાના રબથી ડરે છે અને એ વાતનો ડર રાખે છે કે ક્યાંક તેમના પાસેથી ખરાબ રીતે હિસાબ લેવામાં ન આવે.

૨૨. તેમની હાલત એ હોય છે કે પોતાના રબની પ્રસન્નતા માટે ધૈર્યથી કામ લે છે, નમાઝ કાયમ કરે છે, અમારી આપેલ રોજીમાંથી જાહેરમાં અને છૂપી રીતે ખર્ચ કરે છે અને બૂરાઈને ભલાઈથી દૂર કરે છે. આખિરત (પરલોક)નું ઘર આ જ લોકો માટે છે,

૨૩-૨૪. એટલે કે એવા બાગો જે તેમના કાયમી રહેઠાણ હશે. તેઓ પોતે પણ તેમાં દાખલ થશે અને તેમના બાપ-દાદા અને તેમની પત્નીઓ અને તેમની સંતાનમાંથી જે-જે સદાચારી છે, તેઓ પણ તેમના સાથે ત્યાં જશે. ફરિશ્તાઓ દરેક બાજુથી તેમના સ્વાગત માટે આવશે અને તેમને કહેશે, ''તમારા ઉપર સલામતી છે, તમે દુનિયામાં જે રીતે ધૈર્યથી કામ લીધું તેના કારણે આજે તમે આના અધિકારી થયા છો.''— પછી કેવું સુંદર છે આ આખિરત (પરલોક)નું ઘર !

૨૫. રહ્યા તે લોકો જેઓ અલ્લાહ સાથેના કરારને મજબૂત બાંધી લીધા પછી તોડી નાખે છે, જેઓ તે સંબંધોને કાપી નાખે છે જેને અલ્લાહે જોડવાનો આદેશ આપ્યો છે અને જેઓ ધરતી ઉપર બગાડ ફેલાવે છે, તેઓ ધિક્કારને પાત્ર છે અને તેમના માટે આખિરત (પરલોક)માં ઘણું જ ખરાબ ઠેકાણું છે.

૨૬. અલ્લાહ જેને ચાહે છે વિપુલ રોજી આપે છે અને જેને ચાહે છે બાંધી રોજી આપે છે. આ લોકો દુનિયાના જીવનમાં મગ્ન છે, જો કે દુનિયા (આલોક)નું જીવન આખિરત (પરલોક)ના મુકાબલામાં અલ્પ સુખ-સામગ્રી સિવાય કંઈ નથી. (રુકૂઅ-૩)

૨૭. આ લોકો, જેમણે (હઝરત મુહમ્મદ સલ્લ.ની પયગંબરીને માનવાનો) ઈન્કાર કરી દીધો છે, કહે છે, ''આ વ્યક્તિ ઉપર તેના રબ તરફથી કોઈ નિશાની કેમ ન ઉતરી.''— કહો, અલ્લાહ જેને ચાહે છે ભટકાવી દે છે અને પોતાના તરફ આવવાનો માર્ગ તેને જ દેખાડે છે જે તેના તરફ વળે.



૨૮. આવા જ લોકો છે તેઓ, જેમણે (આ નબીનો સંદેશ) માની લીધો છે અને તેમના હૃદયોને અલ્લાહના સ્મરણથી સંતોષ પ્રાપ્ત થાય છે. ખબરદાર રહો, અલ્લાહનું સ્મરણ જ એ વસ્તુ છે જેનાથી હૃદયોને સંતોષ પ્રાપ્ત થતો હોય છે.

૨૯. પછી જે લોકોએ સત્યનો સંદેશ માન્યો અને સદ્કાર્યો કર્યા, તેઓ સદ્ભાગી છે અને તેમના માટે સારું પરિણામ છે.

૩૦. હે નબી ! આવી શાનથી અમે તમને રસૂલ બનાવીને મોકલ્યા, એક એવી કોમમાં જેના પહેલાં ઘણી કોમો થઈ ચૂકી છે, જેથી તમે આ લોકોને એ સંદેશ સંભળાવો જે અમે તમારા ઉપર અવતરિત કર્યો છે, આ પરિસ્થિતિમાં કે જ્યારે આ લોકો પોતાના અત્યંત દયાળુ અલ્લાહના ઈન્કાર કરનારા બનેલા છે. તેમને કહો કે તે જ મારો રબ છે, તેના સિવાય કોઈ ઉપાસ્ય નથી, તેના ઉપર જ મેં ભરોસો કર્યો અને તે જ મારૂં આશ્રય-સ્થાન છે.

૩૧. અને શું થઈ જતું જો કોઈ એવું કુર્આન અવતરિત કરી દેવામાં આવ્યું હોત. જેની શક્તિથી પર્વતો ચાલવા લાગતા, અથવા ધરતી ફાટી જતી અથવા મડદાં કબરોમાંથી બહાર આવી બોલવા લાગતા ? (આ પ્રકારની નિશાનીઓ દેખાડી દેવાનું સહેજ પણ મુશ્કેલ નથી) બલ્કે તમામ અધિકાર અલ્લાહના હાથમાં છે. પછી શું ઈમાનવાળા (હજુંપણ ઈન્કાર કરનારાઓની માગણીના જવાબમાં કોઈ નિશાની પ્રગટ થવાની આશામાં બેસેલા છે અને તેઓ આ જાણીને) નિરાશ નથી થઈ ગયા કે જો અલ્લાહ ચાહતો તો સૌ મનુષ્યોને માર્ગદર્શન આપી દેતો ? જે લોકોએ અલ્લાહ સાથે કુફ્ર (ઈન્કાર)નું વલણ અપનાવી રાખ્યું છે તેમના ઉપર તેમના કરતૂકોના કારણે કોઈને કોઈ આફત આવતી જ રહે છે, અથવા તેમના ઘરની નજીક ક્યાંક ઉતરી પડે છે. આ ક્રમ ચાલુ રહેશે ત્યાં સુધી કે અલ્લાહનો વાયદો પૂરો થઈ જાય. નિશ્ચિત પણે અલ્લાહ પોતાના વાયદાના વિરૂદ્ધ નથી કરતો. (રુકૂઅ-૪)

૩૨. તમારા પહેલાં પણ અનેક રસૂલો (ઈશદૂતો)ની મજાક ઉડાવવામાં આવી છે, પરંતુ મેં હંમેશા ઈન્કાર કરનારાઓને ઢીલ આપી અને છેવટે તેમને પકડી લીધા, પછી જોઈ લો કે મારી સજા કેવી કઠોર હતી.

૩૩. પછી શું તે જે દરેક મનુષ્યની કમાણી ઉપર નજર રાખે છે (તેના મુકાબલામાં આ દુઃસાહસ કરવામાં આવી રહ્યું છે કે) લોકોએ તેના કેટલાક ભાગીદારો ઠેરવ્યા છે ? હે નબી ! આમને કહો, (જો વાસ્તવમાં તેઓ અલ્લાહે પોતે બનાવેલા ભાગીદારો છે તો) જરા તેમના નામ આપો કે તેઓ કોણ છે ? — શું તમે અલ્લાહને એક નવી વાતની ખબર આપી રહ્યા છો, જેને તે જાણતો નથી કે પોતાની ધરતીમાં છે ? કે પછી તમે લોકો બસ, જે મોંઢામાં આવે તે બોલી નાખો છો ? હકીકત એ છે કે જે લોકોએ સત્ય-સંદેશને માનવાનો ઈન્કાર